# આ પુસ્તક લખનારે રચેલાં પુસ્તકો.

| | |
|---|---|
| | કિં૦ રૂ૦ |
| કુસુમાવલી (નોવેલ) આવૃત્તિ બીજી. | ૧-૮-૦ |
| ઇંદ્રજીતવધ કાવ્ય | ૧-૦-૦ |
| સુમનગુચ્છ | ૦-૧૦-૦ |

**ઉપરનાં પુસ્તકો નીચે લખેલે ઠેકાણેથી મળશે.**

**મુંબાઈ**—એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. કાળકાદેવી રોડ.
પંડીત જેઠારામ મુકુન્દજી.

**અમદાવાદ**—સાકરલાલ બુલાખીદાસની કંપની. રીચીરોડ.

**નડીયાદ**—ત્રીકમભાઈ રણછોડદાસ. ન્યુ બુકડીપો.

**વડોદરા**—દોલતરામ મગનલાલ શાહ. લેહેરીપુરા.
એન. એમ. કંપની રાવપુરા.

**રાજકોટ**—લક્ષ્મીચંદ ઉત્તમચંદ.
બેચર મેઘજી.

**સુરત**—કરસનદાસ નારણદાસ નાણાવટી.
એમ. જે. પોસ્ટવાળા.

**ભાવનગર**—અબદુલ હુસેન આદમજી.
કાળુભાઈ શીવજી.

એ સિવાય સર્વે જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.



# SUMAN GUCHCHHA

BEING

## A COLLECTION OF POEMS

BY

DOLATRAM KRIPARAM PANDIA,

NARIAD.



PRINTED AT JAVAJI DADAJI'S "NIRNAYA-SAGAR" PRESS.

Bombay.



A. D. 1899.—SAMVAT 1955.

*Price* 10 *Annas.*

# સુમન ગુચ્છ.





કર્ત્તા

દોલતરામ કૃપારામ પંડ્યા.

નડીયાદ.

મુંબઇ,
નિર્ણયસાગર મુદ્રાલયમાં મુદ્રિત.



સને ૧૮૯૯. સંવત્ ૧૯૫૫.

મૂલ્ય રૂ. ૦-૧૦-૦

There is a fountain, to whose flowery side
  By diverse ways the children of the earth
Run day and night, athirst to measure forth
  Its pure sweet waters, health and wealth and pride,
Power clad in arms, and wisdom argus-eyed ;
  But One apart from all is seen to stand,
And take up in the hollow of his hand
  What to their golden vessels is denied,
Baffling their utmost reach. He, born and nursed
  In the glad sound and freshness of the place,
Drinks momently its dews, and feels no thirst,
  And sorrows for that troop as it returns
Thro' the waste wilderness with empty arms.

*Tennyson.*

परिच्छिन्नस्वादोऽमृतगुडमधुक्षौद्रपयसाम्
कदाचिच्चाभ्यासाद्व्रजति ननु वैरस्यमधिकम् ॥
प्रियाबिम्बौष्ठेवा रुचिरकविवाक्येऽप्यनवधि-
र्नवानन्दः कोऽपि स्फुरति तु रसोऽसौ निरुपमः ॥

DEDICATED TO

# Mrs. and Mr. Weir, I. C. S.

**not only**

FOR THEIR UNFAILING KINDNESS FOR THE AUTHOR

**nor only**

FOR THEIR DEEP SYMPATHY FOR THE POOR

**nor only**

FOR THEIR GENUINE LOVE FOR GUJRAT

**but also for**

THEIR KEEN APPRECIATION OF THE GUJRATI LANGUAGE.

# અર્પણ પત્રિકા.

હિંદી.

મીસ્તર વેર વિગતવેર સ્નેહ-સેર,
મીસીસ વેર મ્હેર-લ્હેર રૂડી પેર,
દૃષ્ટિપાતથી સરાવી ઘેર ઘેર,
કર્યાં ઝેર કેર બદલ લીલા લ્હેર. ૧

છોડી વ્હેમ ધરી નેમ વેર્યાં હેમ,
નયનરૂહેમ હૃદયપ્રેમ સ્વકરક્ષેમ,
જાણે કુસુમ સુમતિ મમતી ગૂજરાતે,
નામ સ્મરણ થાય યુગલનુ પ્રભાતે. ૨

મન નિરાશની ઉદાસ-વૃત્તિ કાપી,
કરી ખાસ ધરી પાસ આશ આપી,
ચિત્તચાહથી ઉત્સાહશક્તિ આપી,
ધર્મ્ય કર્મ દીધાં મર્મ મધ્ય સ્થાપી. ૩

નિરાધારના ઉદ્ધારમાં ખુમારી,
ધરી ગુર્જરીગિરાનુરાગ ધારી,
તેના રોજ ઓજ તેજ કાજ ભારી,
કરો સફલ યત્ન સ્વાર્થને વિસારી. ૪

ઘોછો શુભદાન દીન દુઃખ ટાળી,
બહુ ઉદારતાદિ ભવ્ય સુગુણશાળી,
કથનકાજ શબ્દશક્તિ પડી તુચ્છ,
સુમન ! સુમનથી સમર્પું "સુમનગુચ્છ." ૫

# અનુક્રમણિકા.

# સુમનગુચ્છ.

## નવોઢા.

### ગરબી.

( સખી ગ્રીષ્મ રંગ પલ્લવે નવીન શોભતો. એ—રાગ. )

વિધુલેખ ભાગ્યરેખ શી વધૂ વિકાસતી,
વધૂ વિકાસતી સદનને પ્રકાશતી. વિધુલેખ૦

### સાખી.

અણુવિંધ્યું મોતી ખરૂં તૈજસ પાણીદાર,
ગોળ પીન કોમળ અને ગોરૂં રોનકદાર;
હૃદયે ધરી ધરાય લેશ કંથ ના જરી,
હેમહિમ તુલ્ય વ્હાલી શીળી લાગતી. વિધુલેખ૦

### સાખી.

લાજાલુસમ લાજતી છાંટયું ગાલ ગુલાબ,
નયને પંકજરાજતાં હાસ્ય પુષ્પની છાબ;
સાસુ સસરાને પાય પ્રેમે લાગે રે,
ગોઠડલી નણદીસાથ કરે અનુરાગે રે.

### સાખી.

ધમક ધમક ફરતી બધે કરતી કામણકામ,
ધીમું મૃદુ થોડું વદે હસિતવદન અભિરામ;
લટકે કિશોર બાલિકા પદે પદે ખસે,
પ્રેમના તરંગ રંગિલી ઉછાળતી. વિધુલેખ ભાગ્ય.

### સાખી.

કરમાં કંકણુ ખડખડે ઝાંઝર ઝમકે પાય,
મૃદુરવ કરતી અંગુઠી શૃણુતાં મદ ઉભરાય;

ચળકે ચાંદલિયો ભાલટીલડી ટપકી છે,
હૈયામાં હીરા હાર નાકે નથની છે.

**સાખી.**

કાને લળકે લોળિયું અંબોડે શિરફુલ,
સજ્જડ પ્હેરી કાંચળી બારીક અંગ દુકૂલ;

અલબેલી આડુબાડુ જોઇ જોઈ રાચતી,
વીજળી લળી લળી ઝળી ઝબૂકતી. વિધુલેખ ભાગ્ય.

**સાખી.**

પૂછે નહિ પણ જોઈને શીખે ઘરની રીત,
તો પણ પતિમાં ધારતી પુનિત નિરંતર ચિત્ત;

સહુને કરવા સુપ્રસન્ન ચતુરા ચાહે છે,
પણ વરનો કરતાં પક્ષ સહુને વાહે છે.

**સાખી.**

જેઠાણી સમજી જતાં કરે સાન મૃદુહાસ્ય,
ચતુરાઈ ચાલી નહિ તેથી નમતું આસ્ય;

મનમાં હસે મસે મસે રસે વિલાસિની,
ઢાવકું ધરી મુખાબ્જ કાર્ય સારતી. વિધુલેખ ભાગ્ય.

**સાખી.**

ઝટ શૃંગારગૃહે જઈ કરવા ટુંકી રાત,
સત્વર કામ અટોપતી ટુંકી કરતી વાત;

કરી ચંચળતાનો ડોળ ડાહી કહેવાતી,
પેટુ સ્મરભૂત અધીર પ્રકટ ધીરજસા'તી.

**સાખી.**

બાળ નિમિત્તે વૃદ્ધને દે નિદ્રાનો બોધ,
પોતે નિદ્રાનો કરે રસ રમતાં અવરોધ;

શિખવ્યું હશે સ્મરે પટુત્વ સ્નેહજ કે હશે,
કાલ તો અલેતી દૂધની ભરી હતી. વિધુલેખ ભાગ્ય.

# અનુભવ રસિકા.

## રીતિ.

હૃદયનાથ સાથ બાથ તેં ભીડાવી, તને શરમ કે દયા ન લેશ આવી,
સીઝર રોમદેશનો સમર્થ આવી, રહ્યો ગાલભૂમિ ચપટીમાં ચલાવી ૧.
તોડ્યા લાજદુર્ગ નેણનેઈસારે, મ્હારાં શસ્ત્ર સામાં શસ્ત્ર તીવ્ર મારે
મ્હારી ચીબુક ઝાલિ વદન જોઈ કોડે, મારી બાંહ્ય, કરી હાસ્ય, એ મરોડે ૨.
મ્હારો હૃદયહાર તોડતો ત્વરાથી, મ્હારો હૃદયહાર થાય મત્ત હાથી,
જોઈ થાયછે પ્રસન્ન અંગદેશ, મ્હારી આંખમાં કરી રહ્યો પ્રવેશ. ૩.
હસે ઓઠ મૂછ આંખ હિસે ગાલ, પડી પેટમાં, અલિ, અનેરીફાળ,
બની રાંકડી વદાય ના વિશેષ, મ્હારો રૂદનહાસ્યયુક્ત દીન વેશ. ૪.
વ્હછ્યો કંપ જાણું અંગ વ્હડી ટાડ, લાગ્યું વ્હાલું તોય રમણ કેર લાડ,
હું તો હારી હારી હારી લાખ વાર, મળે હારવામાં સુખડું અપાર. ૫.
"થતાં હાર હર્ષ થાય" એવું કાને, શૃણ્યું તેં કદિ, ન આવ્યું મને શાણે,
સુમનહારથી વિહારમાં હું હારૂં, મ્હોટું ભાગ્ય એથી અન્ય કયું મ્હારૂં ? ૬.
મ્હારા જન્મથી તું પ્રાણ જેવી પ્યારી, વળી માત તાત ભ્રાત બ્હેન મા'રી
જીર્ણ ઢીંગલાં સમાન સર્વ છોડી, આપી સર્વ, ચિત્તવૃત્તિ એમાં જોડી. ૭.
અંધકારમાં તમે મને ઉછેરી, કરી વાત સ્વાર્થથી ન જ્ઞાનકેરી,
મળ્યો સૂર્ય થયું ચિત્તમાં પ્રભાત, એક રાતમાં હું સર્વ ભણી વાત. ૮.
મ્હારા દેહનો પ્રભાવ મેં પ્રમાણ્યો, કુસુમ તેલ ને દુકૂલ ગુણ જાણ્યો,
જાણી પ્રણય પ્રણવમંત્ર નાથપાસે, મહા મૂલ્ય થયું મ્હારૂં ભ્રૂવિલાસે. ૯.
કંથ કૃષ્ણ રાધિકા બની હું એની, દિવસ રાત એની સાથે રહિશ બ્હેની,
નથી આજથી તમારી લેવાદેવા, દિવસ રાત હું કરીશ એની સેવા. ૧૦.
કદી ચૌદ વર્ષમાં ન હર્ષ લીધો, સફળ જન્મ એક રાત ગંજ કીધો,
સુધાપાન ધ્યાન ખાનમાન માણ્યાં, હૃદયગાન મદનતાનને પ્રમાણ્યાં. ૧૧.
જેણે આમ કીધ ન્યાલ બાળબાળા, તેને પજવવા ભણાવતી તું ચાળા,
જતાં શિક્ષણો રહ્યાં બધાંય હારી, "यः पलायति स जीवति" વિચારી. ૧૨.
ગાંડું શીખવી બનાવી કેમ વીલી, ત્હારાં વિતક કેમ વિસરી રસીલી,
કદી રીસાત નાથ થાત કેવું પાપ, તને પલક પલક બ્હેન દેત શાપ. ૧૩.
સખિ નાથતુલ્યનાથ એમ માન, સપ્ત લોકમાં મળે ન ઉપમાન,
ન વૈકુંઠ કે કૈલાસમાં જણાય, જેવાં હર્ષઝરણ અત્ર ઉભરાય. ૧૪.
મ્હને ચ્હાય તેમ એ કરે વિલાસી, વગર મૂલ્યની કહ્યાગરી હું દાસી,
મ્હારે કોઇનું, કશાનું નથી કામ, નિત્ય રંગમાં રમીશું કંથ ભામ. ૧૫.

# સપત્નિભાવ.

( રણછોડ રૂપાલા એ રાગ. )

૧

વ્યભિચારિણી વીણા તું મુજ શોકનુસાલ,
સ્વરજાળથી ભુંડી ફસવ્યો તેં મ્હારો મરાલ. ૧.
ઘન પીન નિતંબે નાથનો અંક દબાવ્યો,
ખભે મુસ્તક મુંકી રાગીનો રાગ જગાવ્યો. ૨.
થઈ સ્ખલિતદુકૂલા નકટી થઈ તજી લજ્જા,
અંગે રંગ જમાવી બની રહી વાસકસજ્જા. ૩.
પતિ કર્ણ દબાવે તાર કરે તવ તંગ,
ત્હારા તંત્રથી ઘેર્યો મ્હારા હૃદયનો કુરંગ. ૪.
નખ પાત થતાં તું મંજુલ મૃદુ રવ માંડે,
પરવશ થઈ મ્હારો નાથ ગૃહે કટિ કાંડે. ૫.
અંગ ધૂનન કરતાં કામનું કીર્તન ગાય,
કર ચપલ ચલાવે શ્રોણીતટે મુસકાય. ૬.
મધ્યરાત્રીએ ત્હારા તાનવિશે ગુલતાન,
સુલતાના કર્યો તેં પરવશ મુજ સુલતાન. ૭.
અંગ સ્વચ્છ કરીને પ્હેરાવે છે પરિધાન,
સેવ્ય સેવક બનીને દે છે ધૂતારીને માન. ૮.
છાતી સરસીને સરસી રાખે છે સાંજ સવાર,
ખાતાં પીતાં એ ત્હારૂં સ્મરણ કરે નિરધાર. ૯.
નિજ જીવથી અધિકી માને ત્હારી જડ કાય,
ગુણહીનાના ગુણમાં ગુણિયલ કંથ ગુંચાય. ૧૦.
ઇર્ષ્યાને અજંપો બાળાના હૃદય ભરીને,
રસ લુટી લુટાવે અમ સંગ ચરસ કરીને. ૧૧.
નિત્ય નિત્ય કરાવે નાહક તું કલ્પાન્ત,
કરી જારી વિજારી પંજર પુર્યો છે કાન્ત. ૧૨.
અબળાનો બળાપો મનમાં ધરે ન લગારે,
હૃદ ઝરણ સુકાવી નયન ઝરણ મુજ સારે. ૧૩.
અલિ ઢેલ કઢંગી નચવે પતિ જ્યમ મોર,
તને હૃદય નથી કે છે તો તે છેક કઠોર. ૧૪.

ત્હારૂં ક્યારે બગાડ્યું કે ઘર મુજ વણસાડ્યું,
ક્યા ભવનું તે ભુંડી વેર મ્હારાપર કહાડ્યું. ૧૫.

૨

રજે રજ હું તો જાણું ત્હારાં કપટછળ ફંદ,
નાની બાળકહાવે છું નહી નાર સ્વચ્છંદ. ૧.
ત્હારા કુળને હું જાણું જાણું વળી ઢંગ ઢાળ,
કર્ણદ્વારથી પેસી ચિત્ત ચોરે તતકાળ. ૨.
કંકાસ કરાવી ઘર ઘર જોવાને તાલ,
સ્ત્રીનાં હૃદય પ્રજાળી વેર લેવા વિકરાળ, ૩.
સંઘર્યો નહી કેણે રાખ્યો બધીએ કુંવારો,
નારદીએ બનાવી તેથી ધરી શોકબારો. ૪.
મારી વેરણ થઈ છે આવવા દે ને વસંત,
થઈ કિન્નરકંઠી કોકિલા રીઝવીશ કંત. ૫.
ચંપકની લતાથી ગાંઠીશ નાથનું અંગ,
યૌવન ગુરૂ તનના દેખાડશે બહુ રંગ. ૬.
પાઈ અમૃત મીઠાં હાથમાં આપીશ કંજ,
હવે કરવી છે તુજને મ્હાત રમી શતરંજ. ૭.
ત્હારા તારને તોડું ત્યારે નવોઢા નામ,
ખુંટીએ લટકાવું બાંધીને નાર હરામ. ૮.
દીઠે ડોળે રમે છે મ્હારા રમણ સંગ જારી,
રહેશે મ્હારો તે મ્હારો ત્હારી થવાની ખુવારી. ૯.
આકાશની ત્હારે માત્ર કજાત સહાય,
મ્હારી ઓથમાં રહે છે કામ ત્રિભુવનરાય. ૧૦.
એના બળથી જોતામાં રાધિકા શ્રીવ્રજચંદ્ર,
એની સ્હાયથી ઉમયા નચવે છે ભવ સુખકંદ. ૧૧.
એનો આશ્રય મ્હારે કહાડું તને ઘરબાર,
ત્હારૂં નામ ભુલાવું ત્યારે હું સગુણી નાર. ૧૨.
રતિયજ્ઞ કરીને સ્વાહા કરૂં સ્વર ત્હારા,
ત્હારૂં સ્નાન કરાવું રેલાવીને રસધારા. ૧૩
કામમંત્ર ભણાવી તંત્રીના તંત્ર ઉડાવું,
તુજ જડતા જણાવી નામ નિશાન ભુસાવું. ૧૪.

સતી નારની શક્તિ જાણે ન કુલટા નાર,
મ્હારી સ્વામીની ભક્તિ એજ મ્હારૂં હથિયાર. ૧૫.

---

## વિશ્રંભકથન.

(ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ.)

સખિ કારતક મહિને કંત ખંત ધરીનેરે
મને શીખવે રંગઅનંત અંક ભરીનેરે ૧
સખિ શીખવે મધુરા રાગ "સારીગમપધની"રે
દીક્ષા દેછે મ્હાભાગ તાળવૃત રસનીરે ૨
કંઇ નૃત્ય મનોહર ખેલ મુજસંગ કરતારે
ચુકું તો ચોંકી છેલ મૃદુ મૃદુ હસતારે ૩
પણ અભિનય કેરી રીત મુજથી ભણતારે
મુજ કટાક્ષનું ચાતુર્ય જોઈ મન રીઝતારે ૪
પતિ નર્મ વચનના મર્મ સમજી જાતારે
દશ્ પ્રણયકલહથી શર્મ ચિબુક તવ ર્હાતારે ૫

### સાખી.

અમલતન જુવે છે, નેણુ તૃપ્તી કરે છે
ગર્જન ન ગણુકારે, વિજળીને વિસારે
હૃદય કર ધરે છે, ગુલૂછડીને ત્યજે છે
સજલ નયન જોતા, પદ્મની ભ્રાન્તિ ખોતા

સખિ માર્ગશીર્ષમાં માર્ગ સુખનો લેતારે
લાડકડીને લઈ અંક મીઠું મીઠું કહેતારે ૧
સખિ ચાળા પાડી નાથ અડપલાં કરતારે
કહાડીને કંઈ કંઇ મીશ વસન ખેસવતારે ૨
સખિ ઉચ્ચ કરીને મુખ ટગમગ જોતારે
જ્યમ જોઈ ચંદ્ર કુમુદ ત્યમ પ્રભુ રહોતારે ૩
ફેરવતા બરડે હાથ પકડતા વેણીરે
થાબડતા કંઇ કંઇ અંગ હસે કહી ફૂહેણીરે ૪
કાંડાનું કરથી માપ લેઇ હરખાતારે
મને પુષ્ટ બનેલી જોઇ બને પતિ માતારે ૫

## સાખી.

ગુપત ચુંટી ખણે છે, ગુહ્ય કાને કહે છે,
નયનરજ લુછેછે, પુષ્પ નાકે ધરે છે,
ઉભય કરશું ભીંડી, પાનની દેઇ બીડી,
પકડી વસનછેડો, નાથ મુકે ન કેડો

સખિ પોષે પિયુનો પ્રેમ મસ ઉભરાયરે
તજી રાત દિવસનો નેમ સ્હોડે સ્હાયરે ૧
મને હુંફ ધરે દિનરાત અત્તર ચોળેરે
હુંફાળા રતિરસમધ્ય મને ઝબકોળેરે ૨
સખિ તુહાડતણો શા ભાર રમણુ જવ જોડેરે
ભોગવિયે શિશિર સદાય એ જણુ કોડેરે ૩
સખિ લાંબી રજની થાય લાગે પ્યારીરે
પેલો સૂર્ય અદેખો રાય જાયે હારીરે ૪
ક્ષણુ શાને ઉગે છે ભાનુ ગણે નહિ કાયરે
રહે રજની આઠે જામ ધરાઉં ન તોયરે ૫

## સાખી.

"રમ રમ" રવ કહેતી, દૂતિનું કાર્ય લેતી,
રજની મદન વ્હેતી, મોહનો મંત્ર કહેતી.
ઉભય કર રસાલા, નાથની કંઠમાળા
કરતી, તનલતાથી, આંતરૂં નાથ હાથી.

સખિ માઘ ખરેખર વાઘ સર્વનો રાજારે
ચ્હડ્યો સેનાસાથ વસંત મુકે રતિ માઝારે ૧
પતિ પારાવતનાં કર્મ ક્ષણેક્ષણ કરતારે
મ્હારાં કોમળ ગાલ કપોલ તારલે ભરતારે ૨
મ્હારા સુપુષ્પના કંદુક દાબી નાંખેરે
લજવે મુજ બાળ પ્રવાળ પ્રવાળની ડાંખેરે ૩
મ્હારી ચંપકવરણી વેલ અંગ ચ્હડાવેરે
સુખસૂર્ય વદનનાં નેત્ર-કમળ મીંચાવેરે ૪
રસભર કદલીનાં નાથ પટ ઉઘાડેરે
મુજ ચોળે પોયણપાન પ્રીતમ લાડેરે ૫

હય લાન્નલુનો સ્પર્શ કરી દે મૂર્ચ્છારે
ઢુંગરાવે છે નિષગંધ રમણ વણુપૂછ્યારે ૬

## સાખી.

ગમત થતી વસંતે, રોળતી રંગ ખંતે
શરમ શ્રમ ન ધારૂં, કંથથી હું ન હારૂં
ભય, શક, રીસ, છાંડું, ચોટથી મીટ માંડું,
પ્રણયની પીચકારી, છાતીમાં મારૂં ભારી.

આવ્યો ફાગણમહિને ફાળસખિ જોબનનેરે,
ચખપંજરમાં ચિરકાળ પુરૂં પ્રીતમનેરે. ૧
ક્ષણ પુઠે ભમાવું લાલ નદેઉં અડકવારે,
પણ વક્ર નયન કરી લેશ નદેઉં ફગવારે. ૨
વળી નચવી બાળ મરાળ મોતી ધરતીરે,
પછી વીસ્તારી વપુજાળ તનમન હરતીરે. ૩
મદમત્ત કરીનું માન મુકાવી હસતીરે,
અબળાના બળનું ભાન કરાવું સુદતીરે. ૪
જવ હૃદયનું કરતા ગાન છેલછબીલારે,
પુરે હૃદયવિણા મુજ સુર થાય લય શીળારે. ૫

## સાખી.

મધુર મધુર હોરી, ગાઇને ચિત્ત ચોરી,
સુદૃઢ પ્રણય દોરી હું કરૂં છું ચકોરી
અવર રમણીપાખે, નાથ ક્ષણએ ન દાખે,
હૃદય કુમળું રાખે, કુમળાં વેણ ભાખે.

સખિ ચૈત્ર અનુત્તમ માસ વ્હાલો લાગેરે,
મુજ સેવા કરતા નાથ અતિશ અનુરાગેરે. ૧
સખિ વાસર વાસ સમેત ક્ષપા રઢીઆળીરે,
તનમાલિક મટીને થાય રસિકવર માળીરે. ૨
સખિ હેમરત્ન કે રૌપ્ય કહિણ મન આવેરે,
મૃદુ પુષ્પતણા શૃંગાર ગુંથી પ્હેરાવેરે. ૩
કરે શિરીષનાં ગુલેર કમળનું ફુમતુંરે,
વળી કંઠે ચંપકહાર ગુલાબનું ચકતુંરે. ૪

ગુંથે બોરશળીનું વસ્ત્ર ડોલરનો કમખોરે,
જાવલનો ગજ । હાથ બંગડી સરખો . ૫
નૂપુર પ્હેરાવા નાથ શાંયલી ગાંઠેરે,
ઉપવનમાં ઉપવન ધરી મને નહિ ગાંઠેરે. ૬

## સાખી.

ફુલગુંથી બહુ પ્યારે, ફુલ ચુંટે કરારે,
ફળક જઇ નિહાળે, ફુલતો ફાળ મારે,
પુલક શરીર થાતો, પાતળિયો હીસાતો;
અદ્વિતીયપણું પામે પૂર્ણ આનંદ જામે.

સખિ વૈશાખે નથી તાપ કનડતો અમને રે,
સમજાવું ફ્હે શીપેર જુગતી તમનેરે. ૧.
વિરણની ટટ્ટી હોય વિરણના વિંજણારે,
ચંદનચર્ચિત નિજ કાય કપૂરમાં ન મણારે. ૨.
સખિ અનાર શરબત મીષ્ટ બરફથી તા'ઢુંરે,
જળ છાંટી ગુલાબનું અંગ તાપને ફ્હાડુંરે. ૩.
સખિ સજી સજાવી ગળે રૂડ ફુલ માળારે,
હિંડોળે હિંચવું કંથ ન્હાની બાળારે. ૪.
જળમાં ને રસમાં રોજ તરાવી તરતીરે,
સખિ વરનો રાતે સ્પર્શ કરી હું ઠરતીરે. ૫.

## સાખી.

ત્રિવિધિ પવન વાય, નાથ આસ્લેશ થાય,
શિશિર સિત અગાશી, ત્યાં રમીએ વિલાસી;
મધુર મધુર બોલી, દીલની વાત ખોલી,
સ્મરની કરી ઉજાણી, રાત જાતાં ન જાણી.

સખિ જોડે રસિકડો કંથ બહુ સાચવતોરે,
સુની મુકે નહિ પળવાર સજોડે ફરતોરે. ૧.
શિરછત્ર છતાં શિરતાજ છત્રી ધરતોરે,
મને સાથે રાખી રોજ ભોજન કરતોરે. ૨.
કરે પ્રીતસરિત રસદાર મ્હારી છાતીરે,
નંદી॰ પ્રાણાધાર કરે મદમાતીરે. ૩.

સખિ નયનસૂર્યના તાપ ધીકે જવ તનનેરે,
તવ સ્નેહતણા કરી પાત શમાવે મનનેરે. ૪.
સખિ સાહીને મારી બાંહ્ય ધન બતલાવેરે,
ઈસારે મ્હીડવે નાથ, મને બહુ ભાવેરે. ૫.

## સાખી.

તરલ ધન બતાવી, આંખ કીકી હલાવી,
સુસમય સૂચવીને, અંગને ચાલવીને;
મૃદુ વદન વિકાસી, દાબતો ઓઠ પ્યાસી,
પરવશ કરી પ્યારી, લૂટતો સ્નેહવારી.

સખિ અષાડમાં વર્ષાદ વિષાદ હરેછે રે
ધરતીપર રાજા મેઘ વૃષ્ટિ કરેછેરે. ૧.
સ્વર સિંહગર્જના થાય વિજળી ચમકેરે,
વિણ અંકુશ રાધા કૃષ્ણ રમીએ ઠમકેરે. ૨.
જોઈ શ્યામ અભ્રની છાંય ચોકમાં ફરીએરે.
વળી અભ્રસમાં થઇ મસ્ત તન આથડીએરે. ૩.
સખિ જીણાં સજીને વસ્ત્ર વૃષ્ટિમાં ભમીએરે,
કંઈ રીતે વાળી વાન વ્હાલાં થઈએરે. ૪.
આવે લટકાકરતો નાથ હું પણ પાકારે,
પંજરમાં પાડી નાથ છકથી છાકીરે. ૫.

## સાખી.

થરથર તન કાંપે, નાથને સાહુ ચાંપે,
ચકલ વકલ આંખો કામની વેગૉ પાંખો,
ધડક ધડક છાતી, ભેટવાને મુઝાતી,
નરમ રમણ પ્યારે, માન મ્હારાં વધારે.

સખિ શ્રાવણ મહિને શ્રાવ સુખનો થાતોરે;
રસભીનો નવલો નાવ બને મદમાતોરે. ૧.
સખિ સુપુષ્પના હિંડોર દોર પણ ફુલનારે,
મુજ સુખની, લક્ષ્મી તોય, કરે નહિ તુલનારે. ૨.
સખિ શય્યા ચમેલીયુક્ત જાઈના પડદારે,
પારિજાતકની ઝૂલ ઉસીકાં ઉમદારે. ૩.

સખિ સર્વે સુખનું સત્ત્વ પતિ પણ પાસેરે,
મન માન્યું ઘેલી નાર રમું ઉલ્લાસેરે. ૪.

## સાખી.

બહુ રમું શતરંજે, કંતને મારૂં કંજે,
સરસ કુસુમ હારે, નાથને નાથું પ્યારે;
વશ કરૂં બલી હાથી, શોકટાં ગંજીફાથી,
મસમસભુરકું છું, ધાર્યું મ્હારૂં કરૂં છું.

સાખ ભાદ્રપદે મુજ ભદ્ર થયું શું કહીએરે,
અંતર અંતરનો નાથ રહ્યાથી સોહીએરે. ૧.
સખિ મહી અને તુજ સહી ધરે દોહદનેરે,
ચ્હડતો હરિયાળો રંગ ઉભયને વદનેરે. ૨.
સખિ અભિરૂચી બહુ થાય લજાઇએ કહેતાંરે,
મુખ પટથી ઢાંકી અમે સત્ત્વ નિજ વ્હેતાંરે. ૩
સખિ તિર્યક્ દૃષ્ટિ કરી જુવે પતિ હસતારે,
છણુકાથી છેટા કરૂં નથી પણ ખસતારે. ૪.
મુખ હાવકું રાખી નાથ નફ્ટ થઇ પુછેરે,
નહિ લાજ પુરૂષને હોય વાંક નહિ સુઝેરે. ૫.

## સાખી.

હરખ ઉર ન માય, આંસુડાં આવી જાય,
જનની થઇશ ક્યારે, જંખના એજ મ્હારે;
દઉં હૃદય વિકાસી, ભાદ્રપદને હું આશિઃ
"અબજ શરદ રાજો, પૂર્ણ કલ્યાણ થાજો."

સખિ આસો મહિને આશ નિર્મલ થાતીરે,
ચંદ્રા વૃન્દા તુજ બ્હેન બને મદમાતીરે. ૧.
પતિ રાખે ખુશીમાં રોજ કહું તે સ્હેતારે,
કરે મનગમતું મહારાજ નથી "ખશ" કહેતારે. ૨.
સખિ ફેરવતા તન હાથ સુધાસમ લાગેરે,
ગાઇ રસીલાં રમુજી ગીત સુવાડી જાગેરે. ૩.
સરખાવે ચંદા સાથ અમૃત પાઇરે!
વ્હાલા મીઠી કરતા વાત મળેછે ધાઇરે. ૪.

સખિ મ્હારા તે જેવા નાથ બીજીને ન હશે રે,
ગુણ શક્તિ રૂપને જ્ઞાન સ્નેહથી વિલસેરે. ૫.

---

## ગરબી.

( કાના કપટ કરીને રે કદમપર કેમ ચ્હડયા એ—રાગ. )

### વાક્બાણ.

#### મુગ્ધાવચન.

ઠગ કપટી લૂટારારે ધૂતારા છો પ્રાણપતિ,
સુશિલા ભલી બાલારે સતાવોછો કેમ અતિ?
કાલા શાને બનોછોરે જાદુગર છો મમતી,
દેખાડીને ઉજળું રે મ્હારી હરિ છે સુમતી. ૧.
લટકંતિ શું ચાલેરે ચલિત મનવૃત્તિ કરો?
ગજમદ વરસાવીરે નયન મુજ ઘૂર્ણ કરો;
થનથન નાચોછો રે હૃદયપટપર રસિયા,
હાસીલા હસારે ક્ષણે દૂર ના ખસિયા. ૨.
ભોળીને ભમાવોરે મીઠી મીઠી વેણ વદી,
મારો રઘુશર જેવાંરે નયનશર કારિ કદી;
મીનકેતુની જાળેરે ફસાવો ચપલ મીનડી,
હાડ હસતાં ભાગોછોરે સુધાવિષમય જીભડી. ૩.
ઘરબાગમાં ઉગીરે મૃદુ નવ પુષ્પકળી,
જનસ્પર્શથી અળગીરે સહોદર સાથ મળી;
તેને ચૂંટીને લૂટીરે છૂટી કરી માત થકી,
પરકન્યા હરીનેરે ગયા ક્યમ આમ છકી. ૪.
મ્હારી લાજ લૂટોછોરે અડપલાં અધીર કરી,
ચેટક કૌતકથીરે હરો શુદ્ધ બુદ્ધિ નરી;
મલકાવી મુખલડુંરે રહો હિમ્મત હરવી,
મારૂં સર્વ લૂટીનેરે પરાધીન છે કરવી. ૫.
યૌવનમધુ મ્હારૂંરે ધૂતો અલિની કળથી,
પરિરંભ કરોછોરે હઠે છબીલા બળથી;

દ્વેષકોષ હડાવોરે જરિ નહિ રોષ ગણો,
મારા ટેક પડાવીરે પછી સ્તુતિપાઠ ભણો. ૬.

ના'નકડી નચાવોરે મચાવોછો કલહ અતિ,
કૃતિ વામ કરીનેરે રતિ કરો ધૂર્ત પતિ;
આંખડલી ભરીનેરે વદન ક્યમ વીલું કરો,
આવા કપટી ન દીઠારે; લૂટી વટ શા'ની ધરો. ૭.

રસિક વચન.

ત્હારા ચાળા હું જાણું રે જાણું ત્હારી ગોઠડલી,
ન્હાની તોય કટારીરે ચમકતી શું વીજલડી;
તને જોઇ આંખડલીરે ભરાઇ જતી જળથી,
વણુ સ્પર્શતાં મ્હારૂંરે બળે વપુ નખશીખથી. ૮.

છમછમ છમકીનેરે છબીલી તું છેતરતી,
મ્હારૂં ચિત્ત ચોરીનેરે પ્રણય રસમાં તરતી;
કળિની કળી શૂળીરે જાણી મૂળી વિમળા,
ત્હારી ચૌર કળાથીરે બની રહી તું સફળા. ૯.

કોકીલાનો ચોર્યો રેં કરી વ્રત સ્વર મધુરો,
રૂપ રાગ ચોર્યાં તેં રે તેથી નબળા મયૂરો;
મુખે કંજ બતાવીરે ભ્રમરની કટિ હરિ છેં
મૃગનાં દ્રગ લીધાંરે મદે ભ્રૃકુટિ ભરી છે. ૧૦.

ચોરી ચારૂતા ચંદ્રનીરે કમળની હરિ રસતા,
લાવણ્યતા જોઇરે મદન રગરગ વસતા;
નાગણુની ફૂણાનેરે તજી ભય શીષ ધરી,
એની વક્રતા લીધીરે હલાહલ ચિત્ત ભરી. ૧૧.

વક્ષસ્થળ મધ્યેરે ચોરી ગજકુંભ ભર્યાં,
ગતિ હંસની ચોરીરે કપોતના કંઠ હર્યાં;
ભૂંડી સારસડી છેરે વિખુટી પડે ન જરી,
તુજ આંખમાં કાગડીરે રહી અસૂયાને ભરી. ૧૨.

મ્હારૂં તન મન ચોરીરે પરાધીન પ્રાણ કર્યો,
વણ મૂલ્યે ખરીદ્યોરે રૂવે રૂવે મોહ ભર્યો;

મને ભૂરકી નાંખ્યોરે વશીકરણે ફસવ્યો,
દિગમૂઢ બનાવ્યોરે હાલુંછું ત્હારો હલવ્યો. ૧૩.
મૃદુતા બતલાવીરે કઠણ ધરે છાતલડી,
શીળાં ગાત્ર બતાવીરે દહે મારી જાતલડી;
હસતાં રમતાં તું રે રીસાઇને રંજ કરે,
ત્હારા વમળ ન જાણુંરે વામાકૃતિ વામ ખરે. ૧૪.
લાડલીને લાડીલોરે સામાસામી વાદ કરે,
ચોર ધૂર્ત્ત કહીનેરે પરસ્પર અંક ભરે;
શ્યામ વામ બનેછેરે ગોરી પણ ચોરી કરે,
સરખે સરખી છેરે રસીલાંનો જોડ ખરે. ૧૫.

---

## અધૈર્યખંડિતા.

( જમના જળ ભરવું મ્હારે ઓ કુંવર કન્હૈયારે એ—રાગ. )

તમે આઘા રહો ગુણવાન, નથી હું તો બાળારે,
સહુ સમજી તમારી સાન, થશો નહિ કાલારે; ૧
રાખો નેણમાં નેણકટાર, નથી હું તો બાળારે,
મીઠા બોલના જાણુંછું સાર, થશો નહિ કાલારે; ૨
રાખો મનમાં જરા પણ લાજ, નથી હું તો બાળારે,
હું તો જુદથી આવી છું વાજ, થશો નહિ કાલારે; ૩
મુકી જવાના છો દૂર, નથી હું તો બાળારે,
શાને આંખે ચ્હડાવો પૂર, થશો નહિ કાલારે; ૪

### સાખી.

ધડકાવો વિણ કારણે નિર્દય હૃદય કઠોર,
ફડકાવો અબળા પ્રિયા ચોર ચતુર ચકોર;

ચોરો હૈડાની સાથે પ્રાણ, છાની રહે શાણીરે,
મ્હારી રત્નતણી તું ખાણ, હૃદયની રાણીરે; ૧
મ્હારા જીવનું ઘર તુજ જાત, છાની રહે શાણીરે,
પડી આંખમાં ત્હારી ભાત, હૃદયની રાણીરે; ૨
મને લાગી બહુ જંજાળ, છાની રહે શાણીરે,
જાતો રૂહેશે વિયોગનો કાળ, હૃદયની રાણીરે. ૩

### સાખી.

કાલે મળશું આપણે સરખેસરખી જોડ,
અંક ભરીને બેસશું પુરશું મનના કોડ;

ક્ષણુ તુજવિણુ ના રૂહેવાય, ભમાવો શું ભોળીરે,
મને તાલાવેલી થાય, લાગી હૈડે હોળીરે, ૧
શાને ખોટા ભજવો વેશ, ભમાવો શું ભોળીરે,
મુકી જાવાના સઘ વિદેશ, લાગી હૈડે હોળીરે; ૨
ભલે આજ પધારો રાજ, ભમાવો શું ભોળીરે,
ભલે વિસરો મ્હારી દા'જ લાગી હૈડે હોળીરે; ૩
ત્હારા પગથી વેગીં વધૂ પ્રાણુ, ભમાવો શું ભોળીરે,
વ્હેલું કહાડજો જઇને લ્હાણુ લાગી હૈડે હોળીરે. ૪

### સાખી.

વર જાશે ઘરથી યદા શિવ થાશે મુજ જીવ,
વળતી રૂહેશો એકલા પડશે દુઃખ અતીવ;

જશે ડા' પણ ડુલી સર્વ, ધીરી થા પ્યારીરે;
જાઓ આજ રૂડુ.છે પર્વ, પ્યારીને મારીરે, ૧
નહિ જાઉં અલેતી નાર, ધીરી થા પ્યારીરે;
મુજકાજ ન રૂહેશો લગાર, પ્યારીને મારીરે, ૨
રહું સાચવવા મુજ પ્રાણુ, ધીરી થા પ્યારીરે;
કહાડયું જાવાનું કહી શું લ્હાણુ, પ્યારીને મારીરે, ૩
અણુસમજુ હઠીલી રીસાળ, ધીરી થા પ્યારીરે;
શાને પરણ્યા ઝાલી મશાલ, પ્યારીને મારીરે. ૪

### સાખી.

વ્હેછે જળમય આંખડી શોક હર્ષનાં પૂર;
વરને ભીંડી બાથમાં દીન બનાવ્યો શૂર.

જીતી માનિની હાર્યો કંથ, શ્યામા બહુ વામારે,
અબળાના માયાવી પંથ, રાજે છે રામારે; ૧
એનું જીભ ને નયનમાં જોર શ્યામા બહુ વામારે,
એનો જાળ શો પ્રેમનો દોર, રાજેછે રામારે; ૨

વિષ્ણુ હૃદયે રાજે શ્રીનાર, શ્યામા બહુ વામારે,
ઉમા શિવને નચવે સદાય, રાજેછે રામારે; ૩
શક્તિ ત્રિભુવનનો આધાર, શ્યામા બહુ વામારે,
એનો પામે ત્રિમૂર્ત્તિ ન પાર, રાજેછે રામારે. ૪

## ચંડી.

### સ્વાગતા.

પ્રેયસી રસિકડી મતબાલી, પ્રેમસિંચન થતાં મસ પ્હાલી;
વાળતાં વળતી પોયણુ ગોરી, રાખતી રમણુ સાથ કીશોરી. ૧

પાડતી વરસમાગમ હેવા, ચાખતી સતત ઉત્તમ મેવા;
આવતો રમણુ જોઈ અસુરો, ક્રોધ વહ્નની બળતો તન પૂરો. ૨

વ્યાલ શો અધર ઓષ્ઠ પ્રવાલ, સૂર્ય શું જ્વલિત ભાલ વિશાલ;
આંખડી અનલ ક્રુર ઝરેછે વક્ત્રથી પ્રલયવાત વહે છે. ૩

ઉછળે હૃદય નાવ પ્રમાણે, જ્વાલથી હલમલે ગિરિ જાણે;
વક્ર ભ્રૂ ઉભય અંતક–ચાપ, નાગણી ડસડસી રહી આપ. ૪

"શું કરૂં કયમ કરૂં" મન ધારી, પીસતી અધર, દાંત પસારી;
અંગથી ફરકતી મછરેલી, ઉગ્રતા મસ ધરે અલબેલી. ૫

હાથથી રમણુ દૂર ખસેડે, તેમ તેલ ઉદરે બહુ રેડે;
પ્રાણુનાથ દહવા પડી મંડી, ચંદ્રિકા શિળી બની ગઈ ચંડી. ૬

વામ કામ દહવા ઉધ્રડેલી, શંભુનેત્રસમ શી વકરેલી;
કોપ તોપ ચલવે સ્મરવેલી વેરને વર ગણે વરઘેલી. ૭

મેઘ ધટ્ટન થતાં ક્ષયકાળે, અગ્નિશક્તિ ચપળા જ્યમ ચાલે;
પ્રાણુઘાતક સ્ફુલિંગ ઉછાળે, ઓપતી ત્યમ ઉભો પતિ બાળે. ૮

ક્રોધ કારણુ જરા નથી ક્હેતી, ધૈર્ય ધારણુ કરે ન અલેતી;
માનભંગ નહિ માનિની સ્હેતી, ચંદ્રના ન કુમુદા કર સ્હેતી. ૯

રોમ રોમ શરરૂપ બન્યું છે, ભવ્યરૂપ ભવથી ઉપજ્યું છે;
ભદ્રરૂપ થઈ આજ કરાળી, દીનશંકર પ્રતિ જ્યમ કાલી. ૧૦

કાન્તનાં વચન વંચક માને, અટ્ટહાસ્ય કરતી અવમાને;
આકરા શપથ ના ગણુકારે, વ્યાકુલા પ્રણિપતી ન સ્વીકારે. ૧૧

લાવતો નયનમાં જવવારી, હસ્ત સંપુટ કરે વર હારી;
આર્દ્રતા હૃદયમાં તવ વાધે, રાધિકા નયનમાં જળ સાધે. ૧૨

અશ્રુબિંદુ મુખઈંદુ ધરે છે, પદ્મપત્ર પર મોતી સરેછે;
હંસનાં યુગલ જેમ ચરે છે, તેમ ક્રોધસ્થળ પ્રેમ ધરે છે. ૧૩

નાથ અંસપર મસ્તક ઢાળી, બાહુવલ્લિ કટીસાથ વિંટાળી;
દીન ગદ્‌ગદ વદે ગિર બાળા "ના અસુર કરશો ફરી વ્હાલા". ૧૪

નાથદર્શન અમર્ષ શમાવે, સ્નેહનો વિજયશંખ ધમાવે;
વેર છે વિરહનું વનિતાને, રાચતી રસવતી રસપાને. ૧૫

---

## સાંત્વન.

### દીંડિ.

ભુંડી કમિલિની અકારણે વિલ્લાય,
નિકટ સૂર્ય છે તથાપિ શું મીચાય,
લગિર સ્પર્શતાં રસીલી ખીજવાય,
કુમળી પાંખડી જળાશયે સૂકાય. ૧

થયું નમિત કેમ વદન આમ ત્હારૂં,
મૃદુલ મૃદુલ હાસ્ય કયાં છુપાયું ત્હારૂં?
ત્હારા હૃદયનો જતો રહ્યો પરાગ,
ત્હારા કયાં ગયા અનેક રંગરાગ? ૨

કહે આમ કેમ છેક બની રાંક,
દર્શનોપજીવીનો પડ્યો શું વાંક?
ત્હારૂં ધાર્યું છે થયાવિનાનું કાંઈ,
પડી અંગના સુરંગમાં શી છાંઈ. ૩

શીતળ મંદ મંદ પવન પ્યારી વાય,
જળતરંગ હાંસભેર સમીપ ધાય,
શીકર છાંટથી સુબાહુ બે સુહાય,
વનસુગંધથી દિશા રૂડી ભરાય. ૪

મધુર મધુર પંખી ગાન ગાય કાજુ,
વાગે નીરનું ગભીર ધીર વાજુ,

મદનમસ્ત માછલી રમે ઘણેરી,
પ્રેમવારિમાં ઝુકીઝકે અનેરી. ૫

સરસસારસી રસિક સીકતામાં,
રહી સજોડ હોડથી ઉડે હવામાં,
થનક થનક સામસામું જોઈ નાચે,
ધન્ય અન્ય અન્ય અંગ ઘસી રાચે. ૬

શાન્તિ કાન્તિમતિ અતિશ ઘૌ પ્રસારે,
વિજનતા, નતાધરા, ધરા વધારે,
સંધિસમય સમજુ મંજુ જુષ્ટ આવી,
રહ્યો દંપતિ વિયોગને ચળાવી. ૭

રતિ અનંગ રંગખાટ શી સુંવાળી,
જળ પથારો ભારી ત્હારી છે રસાળી,
અનુકૂળ સ્થાન સમયને રહવાસી,
છતાં આમ કેમ રૂહે અલિ ઉદાસી. ૮

થતાં દેશ પશ્ચિમે પ્રયાણ દૂર,
વિરહઅંધકારમાં ગજ્યો જરૂર,
શોકસાગરે બુડી ગયેલહારી,
આવ્યો ત્યાં થશી હું આશ ત્હારી ધારી. ૯

કરસંપુટ કરી અષ્ટ અંગવાળી,
વાર વાર હું પ્રણામ કરૂં વ્હાલી,
ક્ષમા રાખ, રાખ થાય જાત મ્હારી,
ચકિત નયનથી ઝરાવ સુધાવારી. ૧૦

ભુંડો કે ભલો તથાપિ દાસ ત્હારો,
કર ગ્રહ્યો દયાળુ દેવિ દીન મ્હારો,
જતન અંગીકૃતનુ સુતનુને ઘટે છે,
ભેટ ભેટ હેતે ભેટ ઘટી વટેછે. ૧૧

જોને હસ્તિનાં યુગલ પ્રગલ્ભ પ્રેમે,
મસ્ત મસ્તિમાં રમે રહે ન નેમે,
જોને દાદુરાં છુટાં પડે ન કેમે,
રક્ત ભક્ત પ્રતિ જોતું ઘટે રૂહેમે. ૧૨

સમય જાય તે ફરી ફરી ન આવે,
આવ લ્હાવ, દાવ જોઈ લેવા ભાવે,
કઠણુ કાળજું કરી મને તપાવે,
સાચું બોલ તેમાં સુખ તને શું આવે. ૧૩

થયો દોષ તો ઘટે ન રોષ નારિ,
ઘટે તો ચટે રહે પ્રહાર મારી,
અગર બાહુવલ્લીમાં મને દબાવી,
રહે રાગજાળમાં મને ફસાવી. ૧૪

મ્હારો અધર રસ સમસ્ત લેઈ લૂટી,
ચિત્ત ચ્હાય તેમ અંગ લેઈ ચૂટી,
હૃદય પંજરે અશક્ત કંત પૂરી,
વિજય પામ દેવિ દિવ્ય શક્તિ શૂરી. ૧૫

---

## મદાન્વિતા.

### હોરી ૧.

આજ આવ્યો વસંત રસીલો,
યૌવનગુરૂની દયાથી પિયુ મ્હારો જ્ઞાનનો સાગર ખીલ્યો,
જ્યમ ચટશો ત્યમ પૂર્ણ પ્રફુલ્લિત બાગ રૂડો એવો લીલો,
ગાઢ આશ્લેષ છે શિળો. આજ આવ્યો. ૧

મૃદુ કરકુંચીથી હૃદય ઉઘાડી નયનમાં સ્નેહ ભરીલ્યો,
મારી કટાક્ષ તણી પીચકારી રંગભીની મને કરીલ્યો,
પ્રહાર પછી મુજ ઝીલો. આજ આવ્યો. ૨

કંટકરહિત ગુલાબ સુંધી નવપલ્લવે કુંદ ધરીલ્યો,
ટગુમગુ કમળમાં કમળ જુવો દ્વય કેતકી કેડે સજીલ્યો,
વેલ ચંપકની વિંટીલ્યો. આજ આવ્યો. ૩

ચંદ્રિકા અબ્ધિ કે ચંદાને શુક્રની રાધા કે કૃષ્ણની મીલો,
બાંધીને ફાગ રમો અનુરાગથી આજ વસંત વશીલો,
ઢીલો કરૂ છેલછબીલો. આજ આવ્યો. ૪

૨.

આજ હોરી રમો રસધારી,
જોબનમાં નવવર્ષ વહે છે જોબનમાં તમ નારં,
જોબનમાં પ્રભુ આપ ઝુલોછો જોબનમાં છે શિવારિ,
રહ્યા રતિ પુરણ ધારી. આજ હોરી. ૧
અધરથી કેશરનો રસ લુટી શ્વાસથી અબીલ ખુમારી,
સ્વેદનો પંક તનુપર ચોળી દ્વંદ્વયુદ્ધની તયારી,
કરો સહુ વાત વિચારી. આજ હોરી. ૨
અંગુલી શરથકી ચુંદડી ચોળી ખોલી જુઓ ખુબી મારી,
મદભર વક્ષસદ્દુર્ગને તોડો, મારો પ્રણય પીચકારી,
કરો યુદ્ધની ફીકિયારી. આજ હોરી. ૩
ચેતી રહો પ્રભુ પ્રીતમ પાતળા નારીકટાક્ષ છે કારી,
બાથ પંજર પડ્યા એક વખત તો થાશે હાંસી તે હારી,
નારી પણ સિંહણ ભારી. આજ હોરી. ૪

---

## પરાધીનતા.

### રાતલડીનો રાગ.

રસિકડી તુજવિણ અવર ન દેખું, જગત સહુ પ્રાણપ્રિયામય લેખું, રસિકડી.
પ્રણય તુજ જીવન મ્હારૂં હું જાણું, મ્હારૂં તું છે અમૂલક અગણિત નાણું,
મળી તું તે સાચું હશે કે એ શાણું. રસિકડી. ૧
કીધાં હશે દાન અને વ્રત ભારે, સહયાં હશે કષ્ટ કરી તપ ત્યારે,
લડાવે છે પ્રાણપ્રિયા તેથી પ્યારે. રસિકડી. ૨
હૃદયમાં વિષ્ણુ ધરે કમળાને, ચપલતાનું લાંછન છે પણ તેને,
મ્હારા જેવી દોષરહિત દારા કેને. રસિકડી. ૩
શાણી નેંણે નીરખી કરે ઝટ ચુંટચું, રમાડીને અધરથકી મધુ લુટચું,
ગુણે મ્હારૂં જોબનપુષ્પ તેં ઝુટચું. રસિકડી. ૪
વદન જોઈ ચંદ્ર સદનમાં ન જાય, રદન જોઈ કુંદની ગણના ન થાય,
સદન જોઈ માનિની માન મુકાય. રસિકડી, ૫
રૂપે દર્પ કંદર્પનો તેં શમાવ્યો, ગુણે શિવપત્નીનો તોર હઠાવ્યો,
ગુણે રૂપે બ્રહ્માનો દોષ ટળાવ્યો. રસિકડી. ૬

ત્હેને પ્યારી કોણે અપૂર્વ બનાવી, મ્હારે હાથે બાંધી મીઠી ક્યાંથી આવી,
ત્હેને કોણે રાખીતી તુજને છુપાવી. રસિકડી. ૭
નિરંતર નયન સમીપ રહેજે, હોય કાંઈ અવગુણ તે ભલી સ્હેજે,
ત્હારો ત્હારો ત્હારો સેવક મને લ્હેજે, રસિકડી. ૮

---

## પ્રેમભક્તિ.

### રાગ ઉપરનો.

પાતળિયા મોહ થયો બહુ તમને, ઘટે તેથી માન ઘોછો વધુ અમને, પાતળિયા. ૧
મળ્યા મને સૂર્ય બીજા આ જગતના, જણાઉં છું તેથી શાશે શી સુવદના
સાહ્યા મ્હેં તો પાદઅંગુષ્ઠ સુખદના. પાતળિયા. ૨
નારી સહુ ઘરની શોભા અનવદ્ય, કહ્યાગરી મિષ્ટ વચનથી છે હદ્ય,
એનું રાજ્ય સ્નેહનગરમાં છે સદ્ય. પાતળિયા. ૩
જુવો પેલી પુષ્પવતી ને રૂપાળી, વલ્લી વાંકી શીળી અને લટકાળી,
આમ્રવિણ પણ અફલા એ નમાલી. પાતળિયા. ૪
ગુણો હોય પદ્મિણીમાં ભલે સારા, ભ્રમરવિણ થાય નિરર્થક ભારા,
નાદાર ઉદાર પિયુવિણ દારા. પાતળિયા. ૫
હૃદયમાં રાગના રંગ ભરાયા, નયનમાં પ્રેમના કાચ જડાયા,
તેથી મુજ સરખીમાં આપ ભમાયા. પાતળિયા, ૬
તમે મ્હારા જીવન હું તમ દેહ, તમે ભલા ભવ્ય ગૃહસ્થ હું ગેહ,
તમારી હું તડિત તમે મ્હારા મેહ. પાતળિયા. ૭
આપણ બેની ધર્મ ને ભક્તિની જોડ, સદા નિજ કાર્ય કરીએ સજોડ
તેથી પ્રભુ અવતરી પૂરશે કોડ. પાતળિયા. ૮

---

## અષ્ટપદી.

### વિલાસિની.

કેદાર રાગ એકતાલ "रतिसुखसारे गतमभिसारे."—એ રાગ.

સુરતગૃહે આરતરસ વ્હે માનિનીવરનૌતમવેશા,
નાવિરમતા રમતી ભમતી ધમતી ધમનો હૃદયેશા. ટેક.
મદ મુદતી સુદતી વદતી મૃદુ સુરઅરિમુરલીસમાના,
અભિસરતી પલ અપરસરતી સરતા ચલભાવ રમાનાં. સુરત ૧

પલક પલક પુલકે ખલકે લલકે અલકે લટકાળી,
મસ હસતી રસબસ વસતી ખસતી ધસતી મરમાળી. સુરત ૨
નયનનિમીલન અધરવિચાલન વદનવલન વલિતાંગી
કરી, મકરી નકરી હરતિ પતિરતિ સ્તનનીવીકૃષાંગી. સુરત ૩
હૃદય હરી લહરી હરિણીદ્રગ રગ રગ નાગણ સારે,
તરલ ગરલઆકર કર-ફણિધર વરગરદનપરધારે. સુરત ૪
અમિત શ્વસિત સીત્કાર કરી કરિણી વકરી ધરી વારી,
વરદમને હરદમ દમધારી હઠે પરિરંભ પ્રચારી. સુરત ૫
ચોરી કરે શિરજોરી ધરે ઉચરે સ્વર "ધૂર્ત કઠોર"
સવિધિ વિવિધ વિધિની રચના લલના પણ એકજ ઓર. સુરત ૬

---

# પ્રોષિત પતિકા.

## ઢિંઢી

જપું શ્યામ નામ અષ્ટયામ ત્હારૂં, તુજપર લલામ ઠામ ઠામ વારૂં,
તજી હામ કામ ભામ ત્હારી ભોળી, જુવે વાટ ઘડે ઘાટકઠી હોળી. ૧
અશ્રુપાત જાત રાતમાં ભીંજાવે, દિને ખાન પાન ધ્યાનમાં ભુલાવે,
છબિ એક નેક ટેકથી સ્મરૂંછું, લોકલાજ કાજમાંજને હરૂંછું. ૨
સુખદ ભાણનુ પ્રયાણ હાણકારી, વિરહબાણ, જાણ, પ્રાણ કષ્ટકારી,
સ્ત્રીનુ ત્રાણ ને સ્હવાણ લ્હાણકારી, ગયા દૂર શૂર ક્રૂર ઉરધારી. ૩
મદનતાવ ઘાવ દાવથી કરે છે, દીન સાવ રાવ મ્હાવજી હસે છે,
વધ્યાં ચાહ દાહ રાહ જોઉં તા'રી, હવે આવ નાવ ભાવ ભૂરિધારી. ૪
મહાભાગ બાગ રાગ જો સુકાયા, ગળે નાગ બળે આગ જળે કાયા,
પડુ ચર્ણ મર્ણશર્ણ હવે હારી, કરી મ્હેર આવી ઘેર લે ઉગારી. ૫
ધરે લ્હેર રૂડી પેર મ્હેર ધારે, ધરી ઝેર વેર કેર તે પ્રચારે,
ઝુરે નાર યારવા'ર જાય જ્યારે, સજી ગર્વ સર્વ પર્વમાં વિસારે. ૬
ગમે ઘાટ પાટ ખાટકે ના ક્યાટ, બનુ ચાટ જોઉં વાટ હાટ ઘાટ,
મ્હડે કાટ ઘટી પ્રાટ અંગ ફાટે, જીવિતેશ બેશ વેશ ના ઉચાટે. ૭
રહ્યો કલેશ શેષ લેશ હર્ષ શાનો, ફરે દેશ દેશ દ્વેષ ધરી કાનો.
બની અંધ તજી ગંધ બંધ છૂટે, ધર્મ શર્મ મર્મ વર્મથી વછૂટે. ૮
સુકી વેલ વારિરેલહીણત્હારી, કરી દ્રષ્ટિ વૃષ્ટિથી સુપુષ્ટ પ્યારી,
હૃદકમાડને ઉઘાડ પાડ માનુ, લાડ કોડથી લડાવ છાનું છાનું. ૯

કરી દંગ રમી રંગ સંગ ભારી, નચવ પુતળી બળી છળી પધારી,
સુખમયંક રંક પંકજાનનાને, કર પ્રસારિ મળ વિસારી ભેઠ વાને. ૧૦
ગયું હીર બહિરપ્રાણુ મિહિર દોડ, અમીર સમિર શો મળી તિમિર તોડ,
વિરહ ચીર, અચિર રૂચિર ચીર પ્હેરૂં, હૃદયકીર વીર ધીર પુષ્પ વેરૂં. ૧૧
છટાદાર દાર દ્વારમાં ઠરીને, કુસુમહાર હૃદયહાર કર ધરીને,
અચળ અક્ષપક્ષ દક્ષ લક્ષ્યધારી, જોશે પથ સમીપ દ્વીપસીપત્હારી. ૧૨
ફટક પટક હૃદયઘટક ફડફડાવી, સટકી ચટક લટકથી સ્મૃતિ મુઝાવી,
જન્મથી ઉછેરી ઘેરી મ્હેં અનેરી, તદપિ થાય ત્હારી પ્યારી મ્હારી વેરી. ૧૩
સુની એકલી કલિ અલિની વ્હીલી, વિરહ ખીલીથી ન ખીલી ઉષ્ણુશાળી,
અનલરંગ અંગ ભૃંગ જો જણાય, પંથકાપ કંથ તાપ તો શમાય. ૧૪
ઉદધિ ઉછળ ન છળ છોળને ઉછાળ, ત્હારી ચંદ્રિકા ફીકી પડે કૃપાળ,
કાન કાનથી શૃણુ હમારી ગાથ, કરો નાથ સાથ રાખીને સનાથ. ૧૫

---

## મનસ્તરંગ.

### ૧.

( રણછોડ રૂપાળા પોઢયા તે મંદીરમાંહ્ય. એ-રાગ )

મ્હારા નાથ રસીલા વ્હેલા વળો નિજઘેર,
વરસાદના દહાડા ઘાલ્યો છે નભમાં ઘેર. ૧
વિજ ચમકી રહી છે મેઘપતિને ઉત્સંગ,
રીસાળ પતિ થૈ બદલે ક્ષણુ ક્ષણુ રંગ. ૨
મુખ ઢાંકી ઉઘાડે માંધો થવા રવિરાય,
લજવે ને નચાવે કમલિનીને કરમાંહ્ય. ૩
મેના પોપટ ભૂંડાં રાતની જાણીને વાત,
દહાડે બોલી લજાવે ઘર ઘર મુગ્ધાની જાત. ૪
કોઈ સહીયર શાણી તાણીને ગાય મલ્હાર,
કોઈ બેસે છજામાં રીઝવે પ્રાણુ આધાર. ૫
ચંચળ કોઈ શ્યામા વસ્ત્ર સજી ઘનશ્યામ,
વર મોર નચાવી રાસ રમે ત્રણુ યામ. ૬
સળગાવે તાપણીઓ રાતે ખેડુની નાર,
તાપી શ્રમને ઉતારે હાંસે ત્રિયાભરથાર. ૭

એક સમય મળે છે કંથ અને વરસાદ,
તેથી મત્ત થઇને નદીઓ મુકે મરજાદ. ૮
તાલાવેલી થઈ છે વાલમ વ્હેલા પધારો,
મ્હારા આઠ ગયા છે માસ એ નાથ સુધારો. ૯
ભય લાગેછે ભારે ઘર પણ ખાવાને ધાય,
વરસાદમાં મ્હારૂં ચણચણ તન બળી જાય. ૧૦
તમ વિણ વરષામાં વૃષ્ટિ કરે દ્રય નૈણ,
તેથી શય્યા ભીંજાએ રૈણ મારે પણ વેણ. ૧૧
થઈ વેરણ નિદ્રા ચિંતા કરીને વાસ,
આશાપંખીને ફસવે છે માંડીને પાશ. ૧૨
વિઘ્નશંકા કરાવે તર્ક વિતર્ક ભરાવે,
એક વાતતણો ના લેશ ઉકેલ પડાવે. ૧૩
મ્હારો શ્વાસ રૂંધાવે ડસ ડસ ડુસકાં ભરાવે,
વ્હાલા હોય તે સ્ત્રીને આમ કહો, શું મુઝાવે. ૧૪
આવો આવો રસીલા સૃષ્ટિની જોઇને લીલા,
સાથે વશિયે ને હશિયે કરીએ અપૂરવ લીલા. ૧૫

૨.

હું તો થૈછું અધીરી તમવિણ પ્રાણઆધાર,
મ્હેં તો આપને માટે કંઈ કંઈ કીધા વિચાર. ૧
જોઆં છે રસીલાં સુંદર કાકલી ગીત,
કરવાની છું ચેષ્ટા જેથી વધે પ્રભુ પ્રીત. ૨
મ્હારા પ્રાણસનેહી વ્હેલી રીઝાવો જો નાર,
કંઈ રીતના તમને દેઈશ હું આવકાર. ૩
શીશમને બાજઠડે બેસારી ન્હવરાવું કંથ,
ચોળું અત્તર રૂડાં કાપો જો વ્હેલો પંથ. ૪
ઉન્હું ઉન્હું જમાડું રાંધીને રૂડી રસોઈ,
મુખવાસ ધરાવું વદન રહું પછી જોઈ. ૫
સોનાને ઢોલૈયે મશરૂની નાખુ તળાઈ,
કરચળી નહિ રાખું શય્યા કરૂં સુખદાઈ. ૬
પધરાવી ઉમંગે વળતી તળાંસુ પાય,
કર ફેરવું અંગે જેથી પથિક શ્રમ જાય. ૭

હાસ્યરૂપી સુપુષ્પે વારંવાર વધાવું,
પાઈ અમૃત મીઠાં કામના તાપ શમાવું. ૮
કહું વાત વીતકની મનમાં દયા ઉપજાવું,
ફરી દૂર ન જાવા આકરા સમ ખવરાવું. ૯
થઈ કિન્નરકંઠી ગાઉં તમારૂં ગાન,
વ્હાલ વધવા તમારૂં ખોટું ચ્હડાવું ગુમાન. ૧૦
બહુ દહાડાની મ્હારી રીસ ખરેખર ફ્હાડું,
બોલાવી ન બોલું સામું જોતાં જોઉં આડું. ૧૧
ઉંઘવા દઉં શાની શાને ગયા પરદેશ,
ન્હોતા જાણતા ઘરમાં વ્હાલી છે બાલે વેશ. ૧૨
વ્હાલો મ્હેંણે ને નેંણે સૂત્રવિના દઉં બાંધી,
પછી લાડી લડાવું પ્રાણથી પ્રાણને સાંધી. ૧૩
ન્હાની ત્હોય હું શાણી આજ લગી નથી નાણી,
મને પજવીને પામો પરવશતાની કમાણી. ૧૪
એવો રંગ મચાવું ખેંચી લઉં સહુ ધ્યાન,
રાતદિવસ ન જાણો એમ કરૂં ગુલતાન. ૧૫

---

## વિરહિણી સંદેશ.

(જમનાં જળ ભરવું મ્હારે ઓ કુંવર કન્હૈયારે.–એ રાગ.)

વ્હેલા વળજો વિદેશથી ઘેર, હો પ્રીતમ પ્યારા રે,
મને એક સુઝે નહિ પેર, હું સમ ખાઉં ત્હારા રે; ૧
ચડયું તનમાં જોબનનું પૂર, હો પ્રીતમ પ્યારા રે,
તેમાં મદન થયો મગરૂર, હું સમ ખાઉં ત્હારા રે; ૨
મને શય્યામાં રોળીને બાળે, હો પ્રીતમ પ્યારા રે,
મ્હારા હૈયાની ઉંમો ઉછાળે, હું સમ ખાઉં ત્હારા રે; ૩
ભેળે ભોજનિયાંમાં ઝેર, હો પ્રીતમ પ્યારા રે,
કરે રજનીમાં કાળો કેર, હું સમ ખાઉં ત્હારા રે. ૪

### સાખી.

રજનીમાં પજવે ઘણા, પાપી ચંદ્ર અનંગ,
નિજ નારીને દુઃખ દે, તેના હોય ન ઢંગ.
ટાં'ડા અગ્નિમાં બાળે કાય, શેકે જયમ ધાણી રે,
વ્હેલા આવો લાગુછું પાય, હવે હું મુઝાણી રે; ૧

તાલાવેલી ત્હારાવિણ થાય, શેકે જ્યમ ધાણી રે,
મ્હારો જીવલડો નહિ જાય, હવે હું મુઝાણી રે; ૨
ચાલે નયણે આંસુની ધાર, શેકે જ્યમ ધાણી રે,
વ્હાલા માર મારે બહુ માર, હવે હું મુઝાણી રે; ૩
થાય શાણે નહિ દરશન, શેકે જ્યમ ધાણી રે,
મને ઝેરનો લાગ્યો પવન, હવે હું મુઝાણી રે; ૪

## સાખી.

ઝેરનો વાયુ વાય છે, અંગે ચ્હડિયો ફેર,
અબળાપર ઉતપાત શો, આવડું શું છે વેર.

એવાં કેવાં કીધાં મ્હેં પાપ, અલેતી હું બાળા રે,
તપું રોજ ત્રિવિધ તાપ, વ્હારે ચ્હડો વ્હાલા રે; ૧
આવા બાગની કલિયો સુકાય, અલેતી હું બાળા રે,
નાથવિના તે શેણે ખુલાય, વ્હારે ચ્હડો વ્હાલા રે; ૨
રોમ રોમ લાગ્યા વિંછીડંખ, અલેતી હું બાળા રે,
સ્મર પીડેછે જોઈને રંક, વ્હારે ચ્હડો વ્હાલા રે; ૩
કાચે તાંતે બંધાણો પ્રાણ, અલેતી હું બાળા રે,
શું ચૂકોછો થઈ જાણ, વ્હારે ચ્હડો વ્હાલા રે. ૪

## સાખી.

સ્મરને બાળ્યો શંકરે, નખમાં રાખ્યો માત,
નિજ જાતી ઉપર શકે, કરાવવા ઉતપાત.

જાણી જોગી પોતાનો કંથ, ઉમાએ શું ધાર્યું રે,
હમને જોગિણી કરવાનો પંથ, હૃદય મા'રૂં શાર્યું રે; ૧
મ્હારી છાતીમાં લાગી છે આગ, ઉમાએ શું ધાર્યું રે,
મ્હારા સ્તનનો સુકાયો રાગ, હૃદય મ્હારૂં શાર્યું રે; ૨
મ્હારા ગાલની લાલ જાય, ઉમાએ શું ધાર્યું રે,
નિઃશ્વાસે ઓઠ સુકાય, હૃદય મ્હારૂં શાર્યું રે; ૩
બની જેઠની ધરતી સમાન, ઉમાએ શું ધાર્યું રે,
આવી જળ વરસો ને પ્રાણ, હૃદય મા'રૂં શાર્યું રે. ૪

# વિરહ કલહ.

( પુનમ ચાંદનીનો રાગ. )

૧.

બ્હેની આવીઓ અશાડો માસ જો રે,
ધાલ્યો ગગનમાં ઘનતણો ઘેર,
કેવી ચમક ચમક કરે વીજળી રે.
સામાસામી અથડાતાં હેતે આભલાં રે,
કરે મદનવિજયના નિનાદ, કેવી ચમક ચમક.

સાખી.

વર્ષણ થાએ પ્રેમને, જળનુ ઘેરે ઘેર,
ચાતકડી તરશે મરૂ, વરસે તનમાં ઝેર.

ભારે લાગેછે તૃષાદ બીહામણો રે,
કંથ આવ્યો નહિ આજે મ્હારે ઘેર, કેવી ચમક ચમક ૧
રવિ છુપાઈ સુહાય સુરંગમાં રે,
ઢાલપીછોડે રમેછે ધરાસાથ. કેવી ચમક ચમક

સાખી.

સતત પથિક તોપણ જતા, વાસકસજ્જ મયંક,
તારલિયા ઘરમાં ગયા, લેવા ગૃહિણી અંક,

હાંસે હીસેછે રસિકનાં જોડલાં રે,
ઝૂરૂ એકલડી હરણી અનાથ, કેવી ચમક ચમક ૨
આવે ઉદધિને જોર અતિ ઘણું રે,
પ્યારી મળતાં તરંગિણી નાર, કેવી ચમક ચમક

સાખી

વસુધા લીલી ને શીળી, કરતી લીલાલ્હેર,
શોષે જળ પ્રીતમતણું, પોષે રૂડી પેર.

હું તો ધોકી વીંલી ઢીલી પીળી પડી રે,
મ્હારો નાવલિયો થાય છે રીસાળ. કેવી ચમક ચમક. ૩
ગણે સમય સંયોગી સોહામણોરે,
તડી તડી મળે લાડીને લાલ. કેવી ચમક ચમક.

સાખી

જડ જંગમ રસબસ બને, કરતાં રતિરસ પાન,
ઘર ઘર સ્મરને નોતરે, પામે અધિકાં માન.

મ્હારાં માન પતિયાનવિશે ગયાં રે,
ગયા વિસરી કઠણ હ્રદયેશ. કેવી ચમક ચમક. ૪

૨

કરે અનંગ અનંગ ન અંગને રે,
બળે ચરર ચરર મ્હારી જાત,
પાપી અધમ રીબાવે સહિયર રાતમાં રે.
રોમ રોમ વળગાડ્યા એણે વિછુવા રે,
જ્વાળ ધીકાવી હ્રદય મોઝાર, પાપી અધમ.

સાખી

શય્યામાં કંટક ભર્યાં, ઉપરણીગાં સર્પ,
ભીતોને ભૂખી કરી દર્પ ધરે કંદર્પ,
વસ્તુ વલ્લભની ભયકારી બને રે,
મ્હારૂં ઘર કર્યું ગહન વેરાન, પાપી અધમ. ૧
મ્હારાં આંસુડે ભીંજાય રૂડી કાંચળી રે,
રૂહેતો આંખે નથી કાજળનો તાર, પાપી અધમ.

સાખી

કેશ છુટા વીખરાય છે, સ્નેહ ધરે નહિ લેશ,
ધૂસર પતિવિણ નારના, બને કેશ ને વેશ.
હું તો બની ગઈ બ્હાવરી ને રાંકડી રે,
મને સાલે છે વિરહતણું સાલ, પાપી અધમ. ૨
મ્હારી નિંદર છચોરે લીધી હરી રે,
પતિ-સ્વપ્નની ન હોય પછી વાત, પાપી અધમ.

સાખી

ભર જોબનમાં કુંપળી, શુષ્ક અકાળે થાય,
ફુલ ફુટતાં નિષ્ફળ બની, હ્રદય ચીરાઈ જાય.
શાને અવતરી જગમાં અભાગિણી રે,
શાને હેત કરી વ્હાલો કર્યો નાથ? પાપી અધમ. ૩
થયો જીવ પણ અતિ અલખામણો રે,
થયું ભોજન ભુજંગનુ ઝેર. પાપી અધમ.

સાખી

નયણાં સામા નાથને, ધારે મદન નૃશંસ,
ભૂજ ભરી પણ ભેટવા, દે નહિ ધારી દંશ.

પાપી પલક પલક પપળાવતોરે,
પતિવિયોગે ધરે છે સ્મર જોર. પાપી અધમ. ૪

## વિયોગિની.

( સખિ ગ્રીષ્મરંગ પલ્લવે નવીન શોભતો. એ રાગ. )

સખિ રાન મધ્ય મલ્લિકા પરાગ સારતી,
પરાગ સારતી ગુણગણો વિસારતી, સખિ રાન.

સાખી

વૃક્ષ પુષ્પવલ્લિ નહિ, નહિ નહિ નિજ સંસાર,
કંકર રેતી ખાર ને, કંટકનો નહિ પાર.
ગળતી જુવાની બાલવેશ દેશ એકલે,
વક્ષસે ન પ્રાણનાથ ઝુલતો રતી. સખિ રાન

સાખી

ઉષ્ણ પવન બહુ વાય છે, સૂર્ય તપાવે તાપ,
સંગ સખી પંખી નહિ, બળે આપમાં આપ.
બહુ દિવસ ભયંકર થાય, નિશા તમ વરસે છે,
જનમારો એળે જાય, રસીલી તરસે છે.

સાખી

ગુંજારવ કુંજોવિશે, કરતો ભ્રમર સુહાય,
અવર પ્રિયાના પ્રેમમાં, કામુક કંથ ગુંચાય.
સ્વાર્થી રસીક નાચ ગાન તાનમાં ભુલ્યો,
એકલી રસીકડી અરણ્ય ઝૂરતી. સખિ રાન. ૧

સાખી

વિધુએ રસ પૂરો ભર્યો, કામે ભાર્યું રૂપ,
વિધિએ ગુણ, મહિએ દીધાં, સુગંધ દેહ અનુપ.
લઇ કાળશક્તિએ રોજ પીંછી મરમાળી,
કરી પૂરી વિધ વિધ રંગ પુતળી રઢિયાળી.

સાખી

પ્રતિદિન નવતા ધારતી, સુંદર સૂંદર નાર,
શંકર જેવા રસિક પણ, શીષ ધરે ધરી પ્યાર.
વિસર્યો વિમૂઢ કાન ભાન સાન છોડતો,
રાધિકા તજી વસાવી કૂબજા–રતી. સખિ રાન ૨

### સાખી

તનમાળી મળવા ઘણો, તલપાપડ જીવ થાય,
ઘૂમે નાચે ને વળે, આથી પાછી થાય.
ઘેલી દશ દિશમાં નેણ પણ ફરકાવે છે,
સ્નેહાકર્ષણથી નાથ શકે અહીં આવે છે.

### સાખી

બાળાનુ ગજુ કેટલું, કરતી પૂર્ણ પ્રયાસ,
હરાયલી હારી ગઈ, નમતી બની ઉદાસ.
મનમાંન દોષ રોષ ભામ નામ રાખતી,
કર્મનો વિપાક જાણી શાણી શોષતી. સખિ રાન ૩

### સાખી

અચલ અપૂરવ પ્રેમને, ધારે ગુણિયલ નાર,
હું જાણું નર–પ્રીતિનો, સ્થલ સ્થલમાં વિસ્તાર.
સ્ત્રીની છે એકજ પ્રીત વરથી રાચે છે,
સુખસીમા જાણી કંથ સતી મન નાચે છે.

### સાખી

નવ નવ સુખ વર ભોગવે, ભલે વિયોગી હોય,
નરવિણ નારી રડવડે, આંસુડે વપુ ધોય.
મરતાં ન પ્રેમ નેક ટેક છેક છોડતી,
રત્નખાણુ રત્નમૂલ્ય દેવી શોભતી. સખિ રાન. ૪

---

## વસંતવિયોગ.

"તમે અજાણ્યા હમે જાણીએ રે" એ—રાગ.

કયમ દેશ વિદેશ ફર્યાં કરોરે, પ્રેમદાની પીડા ઉર ના ધરોરે,
કપરો છે વસંતનો કાળરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૧
પ્રભુ કોયલડી ટહુકા કરીરે, મ્હારી શુદ્ધ અને બુદ્ધ લે હરીરે,
સ્મરે પંચ ચ્હડાવ્યાં છે બાણરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૨
નરનારીઓ લાલીથી ઓપિયાંરે, ભરી ખેલે ગુલાલની ઝોળીઓરે,
હોળી બળતી મ્હારા તન માંહ્યરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૩
નવપલ્લવ વૃક્ષને આવિયાંરે, મ્હારાં પલ્લવ સર્વે સુકાવિયાંરે,
બાળે ચંદ્ર તથાપિ છેક રે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૪
નવ જોબનવંતી શોભતીરે, નાથ હાથ ચ્હડી બહુ ઓપતીરે,
મ્હારે ઘડપણ જોબનમાંહ્યરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૫

મદ નાદ રસિક ઉતારતારે, રસિકાના અધરરસ લૂટતારે,
તોએ મત્ત ફરે અલબેલીરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૬
મૃગ ચકવા ને ભ્રમર કબૂતરાંરે, નહિ બુદ્ધિ રમે પણ એ ખરાંરે,
ઝૂરૂં એકલી તમવિણ રોજરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૭
થાય ઉચ્છવ ઘરઘર ડોળનારે, સહુ કામને દેછે વધામણાંરે,
મ્હારે આડે જામ હરામરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૮
રમે સ્હોડમાં જોડ હળી મળીરે, જોઈ શીકી પડું ધકું આકળીરે,
મ્હારૂં કળિમાંથી પુષ્પ સુકાયરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૯
સહુ લીલામાં પીળી હું એકલીરે, તરફડિયાં મારૂંછું છળી છળીરે,
મદ મદનનો આવીને ભાગરે, પાતળિયા પ્યારા પિયુ સાંભળોરે. ૧૦

---

## પ્રત્યુત્તર.

રાગ ઉપરનો.

૨

પ્યારી ત્હારી દશા સહુ જાણુછુંરે, અહિયાં દોહ્યલા દિવસ હું તાણુછુંરે,
હવે વ્હેલો થશેજ મિલાપરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૧
ત્રીભુવનમાં ત્હારા સમી બેલડીરે, ત્રણ કાળે ન મળવાની છેલડીરે,
એવું જાણી સેવુ પરદેશરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૨
પ્યારીવિણ અવરની નથી પડીરે, જડીબુટ્ટી પ્રિયા મને તું જડીરે,
પણ સુખના સાધનની જરૂરરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૩
સુખસાધન ધાન્ય ને ધન છેરે, તેમાં સર્વ તણાણા સુજન છેરે,
હું તો આવીશ રાખી સંતોષરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૪
મ્હારી રામા તણા સુખ કારણેરે, રમા લાવી મુકીશ ચરણ કનેરે,
પછી કોણ કરે છે વિયોગરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૫
મ્હારે રમવા ત્હારા સમી પૂતળીરે, ઘરઘનમાં ઝબૂકતી વીજળીરે,
પણ આમ સ્હેવાં પડે દુઃખરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૬
વેરી ત્રેહ વ્હાલો કરવો પડ્યોરે, ઉભો ઉભો બળુ નિત્ય હું છેડોરે,
જીવુ કેવળ ત્હારે આધારરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૭
હવે અંત આવ્યો મ્હારા કામનોરે, ખપ મ્હારે નથી વધુ દામનોરે,
હવે સ્હાય થશે ભગવાનરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૮
હવે સાથ નિરંતર હું રહીરે, પાસાં સેવીશ ત્હારાં હરી ફરીરે,
પ્યારી મરીશું તો સાથે સાથરે, રસિકડી રામા રહો ખંતશુંરે. ૯

સખિ નૂતન રાસ રમાડવા રે, મને હાંસ ઘણેરી હસાડવા રે,
તેથી આવુષ્ણું વ્હેલો હજુર રે, રસિકડી શામા રહ્યા ખંતશું રે. ૧૦

## ઋતુ વિરહ.

### સીતાજીના મહિનાનો રાગ.

### હેમંત.

સખિ શોભી રહી હેમંત, નચિંત હું કયમ રહુ,
સખિ પાસ નથી મ્હારો કંત, દુરંત વ્યથા સહુ. ૧
સખિ વાએ અનુકૂળ વાત, ન તાપ જરા પડે,
પણ શેકાય મ્હારી જાત, કજાંત મને નડે. ૨
સખિ રાતે રમીને રંગ, અનંગ શમાવતા,
પિયુ પ્રાણપ્રિયાની સંગ, ઉચ્છંગ દીપાવતા. ૩
જોઈ ઉષા અરૂણ મેલાપ, આલાપ રડા કરે,
પિયુ મારીને પ્રેમની છાપ, સંતાપ બધા હરે. ૪
ઉભી અરકાડી નાથને અંગ, કુરંગનેણી છજે,
રમી રાસ વિલાસ સુરંગ, ઉમંગ હૃદે સજે. ૫
કોઈ આપી પિયુને મૃદંગ, વિણાને વજાડતી,
ગાઈ પંચમ રંજક રાગ, અનંગ જગાડતી. ૬
સખિ મ્હારા કરમની માંય, ન છાંય મીઠી રહી,
મ્હારે અંતર ઉઠી લાય, સ્હાય કોઈ ના રહી. ૭
સખિ નાથને મ્હારી કથાય, કહેજે આંસુડાં ભરી,
આ ઋતુમાં શું રહેવાય, સૂની મુકી સુંદરી. ૮

### શિશિર.

સખિ શિશિરમાં પ્રાણઆધાર, રહ્યા પરદેશમાં,
મુકી ઘરમાં એકલડી નાર, જોબનના વેષમાં. ૧
સખિ નખશિખ વ્યાપ્યું છે શીત, અમિત હવે શું કરૂં?
પણ અંતરમાં વિપરીત, વિરહથી બળી મરૂં. ૨
સખિ સાહેલીનો સાથ, હાથ લઈ હાથમાં,
હિંડે હસતી કરી સંગાથ, નાથની ગાથમાં. ૩
સખિ સ્હોડ કરે કરી કોડ, પિયુની પ્રિયા ઘણી,
હું તો હારી ગઈ સહુ હોડ, જોડ અખમ બણી. ૪

સખિ ચોપડી અંગ ધુપેલ, ફુલેલથી ફુલતી,
પિયુ કાજે રાખે રૂડું તન, જોબનમાં ઝૂલતી. ૫
સખિ ફાટી ગયો મુજ દેહ, ગેહ શું વિભૂતિનુ,
વ્હાલે લેઇ લીધો નિજ નેહ, રૂદન આવે દુંટીનુ. ૬
સખિ છાતીમાં પડિયો ખ્હરાડ, રૂહાડ કોણુ માંડીએ,
એણે ભારે લડાવ્યાં લાડ, હવે કયમ છાંડીએ. ૭
સખિ કહેજે વ્હાલાને વાત, પછાત પડો નહિ,
કાપી નાખજો વેરણ વાટ, વાટ જુવે છે સહિ. ૮

## વસંત.

સખિ આવ્યો જો જગમાં વસંત, મહંત મહારથી,
મ્હારો ન્હોય વસંત એ અંત, અનંત પ્રતાપથી. ૧
સખિ કોકિલાનો શોર, બકોર બહુ થયો,
વધ્યો કામતણો બહુ તોર, છચોર છકી ગયો. ૨
સખિ મુકુલિત વૃક્ષનાં વૃન્દ, અખંડ શોકે મને,
ભલે શીતલ તમને ચંદ્ર, પ્રચંડ થયો મને. ૩
સખિ આ અજવાળી રાત, પ્રભાત સોહામણા,
વળી સંધ્યાના ત્રિવિધિ વાત, વધારે વિટંબણા. ૪
ન્હોય ત્રિવિધિ વાત એ તાપ, અમાપ બળી રહ્યો,
પંચબાણે ચ્હડાવ્યાં ચાપ, વિલાપ મા'રે રહ્યો. ૫
સખિ રાત દિવસ પળવાર, આધાર રહ્યો નહિ,
છેલો ગણજે મ્હારો જુહાર, આહાર મુકયો સહિ. ૬
મને લાગ્યું પ્રીતમનુ તાન, ન ભાન છે ચિત્તનુ,
ઉંઘ જાગૃત સ્વપ્નમાં સદા, પુઠે પડ્યો ચિતનુ, ૭
સખિ નાથને કહેજે સંદેશ, વિદેશ શાને રહ્યા,
મ્હારા પ્રાણ સાથે પરદેશ, જીવેશ ન શેં ગયા? ૮

## ગ્રીષ્મ.

સખિ ભીષ્મ શો ગ્રીષ્મ ગણાય, જણાય બીહામણો,
ચ્હડ્યો નભમાં જો સૂરજરાય, વા વાય ઉન્હો ઘણો. ૧
સખિ દો દિશ પ્રકટી છે આગ, ન માગ જરા રહ્યો,
મારા દુઃખનો ન આવ્યો તાગ, વિરહાગ્નિ બળી રહ્યો. ૨
ઉઠે ચંદન—અગ્નિની ઝાળ, કમળ—પંખે તને,
તપ્ત લોહના વાળા સમાન, શા'રે ડા'મે ખસ મને. ૩

જળ શીતળ અશ્રુનુ બિંદુ, પડી છમછમ બળે,
જતાં હૈયાનો હાર આ હાર, ડસે અહિ શો ગળે. ૪
સખિ સૂર્યતણો નહિ ભાર, વિહાર મચે યદા,
પણ કૃષ્ણના વિરહે અપાર, રાધા સહે આપદા. ૫
સખિ બાળકી રાતનુ જાય, જોબનિયું જરાકમાં,
હમને દિવસ ખાવા ધાય, હસીને મજાકમાં. ૬
સખિ આવી જે મ્હારે શિર, ન વીરને તે નડો,
ગ્રેહનો અગ્નિ બાળે તનચીર, બળે નહિ જીવડો. ૭
સખિ નાથ બહિશ્વર પ્રાણ, પ્રયાણ હજી કરે,
પાસે આવે ધરાના ભાણ, કહેજે પાસે જઈ ખરે. ૮

## વર્ષા.

સખિ વર્ષામાં નર ને નાર, સતાર લેઈ રમે,
વિખૂટાં ન પડે ક્ષણવાર, જુપાદ જદા ઝમે. ૧
સખિ હરખ આણીને ઉર, મયૂર નાચી રહે,
બહુ ગેલ કરે દાદૂર, અસૂર જાગી રહે. ૨
સખિ ચાતક–તરસ છીપાય, રણે ચ્હડ્યો કેસરી,
મ્હારી તરસ શેણે સખિ જાય, છુપાયો જ્યાં કેસરી. ૩
કરે રસિક વિલાસીનાં વૃંદ, પલંગમાં પોઢણાં,
રહ્યાં મ્હારે વિનાસુખકંદ, અંગારનાં ઓઢણાં. ૪
સખિ થાય ઘણા ગગડાટ, ઉચાટ વધે મને,
જોઈ જોઈ થાકી હું વાટ, ન વાટ ઉકી તને. ૫
સખિ ધરતી ઉપર ઇંદ્ર, કરે જળધારને,
ઘેરે ઘેર પીએ પતિ-ચન્દ્ર, સ્નેહના સારને. ૬
જ્યારે વર્ષા પૂૅરી સુકુલાય, પડે પિયુ હોડમાં,
પણ મેઘકડાકા થાય, રાખે ત્યારે સો'ડમાં. ૭
સખિ જે રીત આવે સાન, કહેજે તેવી રીતથી,
નહિ તો ઋતુની સાથે મુજજીવ, જશે બહુ કલેશથી. ૮

## શરદ.

સખિ શરદમાં સૂરજ બેય, વારાફરતી ચ્હડે,
એવું શું છે મ્હારામાં જેય, નિરંતર તે નડે. ૧
સખિ નિર્મલ જો આકાશ, સીમંતિની શોભતી,
લેવા ધરતીના વિધવિધ વાસ, અભાવેથી લોભતી. ૨

નારી નાથ લેઈ સંગાત, વ્હડેછે અગાશીએ,
જમી સાથે સાથે દૂધભાત, અધરરસને પીએ. ૩
નારી શ્વેત સજી શણગાર, રમે પિયુસંગમાં,
ત્યાં તો ફુલડાંની ફેરે ફેર, ગાએછે ઉમંગમાં. ૪
સખિ ઈરશા નહિ કયમ થાય, ન્હાની હું તો બાળકી,
મ્હારૂં વ્યર્થ જોબનિયું જાય, રહુ કયમ ઠાવકી. ૫
સખિ એક નથી સુત પેટ, બની હું તો બ્હાવરી,
મરૂ સોમલ ખાઇને નેટ, વિલંબ થશે જરી. ૬
સખિ માણુકઠારી જો થાય, ઠાર કરૂ દેહને,
મુંવે વધતું ઓછું શું થાય, નાથે તજ્યો નેહને. ૭
સખિ મોકલ વ્હેલેરો નાથ, ઢળી પડુ છું છળી,
એની ભીડીને નિર્દય બાથ, સુધા રહુ હું ગળી. ૮

---

# વિપરીતાવસ્થા.

## વસંતરાગ.

( विरचितचाटु वचनरचनं ए राग. )

અધર ધરતિ ધરતીધર ધારી રતિ અમૃત મૃતસ્મર માટે,
અહિતનયા અહિતનયનવા સમ મસ સસણે સુસવાટે,
શ્યામા હૃદય શશિવરગમન વિકૃતિ ધારતી. ટેક૧
અમલ કમલ મદમદનમુદાન્વિત વદન સદન અલિ કેરૂં,
રમણભ્રમણ વણરમણ ધમણ ધમતાં અકલામણ-ડે'રૂં;
શ્યામા હૃદય શશિવરગમન વિકૃતિ ધારતી. ૨
અસહવિરહવહને અતિગહન દહન થતું અનલઅભાવે,
દિનકરકર મકરધ્વજશર વરઅંગ અપંગ બનાવે,
શ્યામા હૃદય શશિવરગમન વિકૃતિ ધારતી. ૩
રતિરસ ચરસ સરસ સરતી ચખ રસિક-હૃદય તરસાવે,
ટગર ટગર ગરવી વ'રવી રવિ વર છબિ જોઈ બિજાવે,
શ્યામા હૃદય શશિવરગમન વિકૃતિ ધારતી. ૪
મસરસદાર ઉદાર વિદારક અર્ભકક્ષુત વરખ્યાસા,
જવલિત ગલિતકુચ સ્ખલિતપદ ધરત રતિપતિરાસ-નિરાશા,
શ્યામા હૃદય શશિવરગમન વિકૃતિ ધારતી. ૫

રૂચિકર સિતકર સીતકર ફુલકર ગરમ કર મહત આપે,
કુલવાતે યુવતિ સજતી વિપરીત ક્રિયા જ્યમ પતિ પથ કાપે,
શ્યામા હૃદય શશિવરગમન વિકૃતિ ધારતી. ૬

## પંડિતવિરહ.

### દ્રુતવિલંબિત.

નહિ પ્રિયાવિણ એક ઘડી ગમે, ભ્રમર પંકજહીણ ક્યહાં રમે,
સકલ દેહ થયો સુમુખીમય, શરિર લિંગ થયુ તુજમાં લય. ૧
નયન ચોતરફે નિરખે તને, અનુભવે તુજ સ્પર્શ ત્વચા કને,
સતત વાસ સુંઘે તુજ નાસિકા, શ્રવણુ અન્ય શુણે નહિ કારિકા. ૨
અવર નામ રટે રસના નહિ, છબિ અલંકૃત અંતરમાં રહી,
કરપદાદિ પરાધિનતા ધરે, તુજ સમાગમ કાજ ક્રિયા કરે. ૩
રસ અખંડ ગણી તુજ પ્રેમને, પુનિત કારણુ-દેહ ગણી તને,
શરીર સૂક્ષ્મ અને સ્થૂલ માહરૂં, કરી રહે અવલંબન તાહરૂં. ૪
હૃદયમાં વસીને સુખ દે વધુ, નહિ જ એ થકી અક્ષરમાં વધુ,
નિરવધિ અહિં પ્રેમપ્રકાશ જ્યાં, કરી શકે કશું જ્ઞાનપ્રકાશ ત્યાં. ૫
હૃદયશાન્તિ તિરોહિત થાય છે, પણુ તને મળવા મન થાય છે,
પ્રકટ દર્શનની ઇપણા ઘણી, સખિ! હું ભક્ત અનન્ય રહ્યો બણી. ૬
સખિ અખંડિત યોગ થયો મને, સહુ અપસ્મૃતિમાં સ્મરૂ છું તને,
હૃદય-કૃષ્ણુતણી થઈ રાધિકા, રસરૂપી ભૃકુભાનની બાળિકા. ૭
વિરહ અગ્નિ ધકે દશ ઈન્દ્રિમાં, હૃદયધ્યાન રહ્યુ પદઅંધ્રિમાં,
તુજ સમાગમ-આશતણા ગિરિ, મન-અરણ્યવિશે નિકળ્યા સ્ફુરી. ૮
જપ કરૂ દ્વય અક્ષરનો પ્રિયે, મચિ રહી દૃઢ ધ્વન્ય "પ્રિયે પ્રિયે."
અવર લાલચમાં મન ના ઠર્યું, સખિ અપૂરવ મ્હેં તપ આદર્યું. ૯
રૂચિ ન ભોજનપાન વિશે જરી, રતિ સહોદર ઉપરથી સરી,
સ્મૃતિ થઇ પ્રિય વસ્તુતણી પ'રી, મતિ પ્રિયાપર માત્ર રહી ઠરી. ૧૦
સકલ વિશ્વ અસત્ય જણાય છે, અમર તો તુજ પ્રેમ મનાય છે,
સુખ રહ્યું દુખની સમ ધારણે, સખિ વિરાગ ધર્યો તુજ કારણે. ૧૧
સુછબિ કલ્પિત દ્રષ્ટિ વિશે ધરી, હૃદય સંપુટ અંજલિ રે' કરી,
શુભ અલંકૃતિથી કરતો ભૂષા, સતત દેવિ કરૂં તુજ શુશ્રુષા. ૧૨
હૃદયધામ વિરાજિત શક્તિ તું, શરિર આ તુજ તૈજસથી છતું,
જરૂર જીવિત-જીવ ખરેખરી, તુજ હું અક્ષર છું પરમેશ્વરી. ૧૩

તદપિ દૂર જણાય સુધાકરી, ક્ષુભિત ગંભીર ચિત્ત રહી કરી,
બહિર પાછળ અંતરની ખરી, ન સમજાય અપૂરવતા નરી. ૧૪
દ્રઢ થઈ તુજ ઉપર વાસના, અવરની નહિ થાય ઉપાસના,
પ્રકટ સેવકને દઈ દર્શન, અમૃતનુ કરજે ઝટ વર્ષણ. ૧૫

---

## કામ.

### વસંતતિલકા.

રે કામ! નામ શુણતાં તુજ હામ નામ,
રે'તી નથી ચલિતૂ થાય સુબુદ્ધિધામ,
હાવે જરી કર દયા પડ ને વિસારે,
શાને મુમુક્ષુજનને શર તીવ્ર મારે. ૧
જાતે અનંગ દ્રઢ સંગત અંગનાની
ત્હારો જયધ્વનિ ગિરા મૃદુ કોકિલાની,
આસંગ પંગત અપંગ મૃગાંકકેરી,
રે' પુષ્પબાણુ ચલવી પણ સૃષ્ટિ ઘેરી. ૨
તોડી દઈ સુમતિદુર્ગ ધરાલલામ
જીતી લઈ વિકલ ઈંદ્રિય અષ્ટગ્રામ,
સામ્રાજ્ય તું અનુભવે પણ છે હરામ,
કે સર્વથા સકળ સંકટ–મૂળ ઠામ? ૩
સંસારસાગર અસાર કરે સપાટે,
મોહાન્ધકાર વરશી પ્રજળે ઝપાટે
શંભુ સ્વયંભુ હરિ નારદ ઈંદ્ર શૃંગી,
જોતાં કર્યા વિરલ તો પણ નાર–સંગી. ૪
ઉત્પત્તિસ્થાન મન છે, મનસીજ, સારૂ,
સામ્રાજ્ય તો પણ નિરંકુશ તત્ર ત્હારૂં,
ત્હારી કળા અકળ અક્કલમાં ન આવે,
પેચી ચકોર શિરજોર ધરે સ્વભાવે. ૫
અદ્દ્ભૂત, કામ, તુજ કામણનો પ્રતાપ,
સામર્થ્ય યુક્તિ છળનુ ન કળાય માપ,
ચેષ્ટા કરે અવનવી અવિનીત વીર,
સાધે સદા સમય વાય યથા સમીર. ૬
ભારે સુરંગ નયનાબ્જ વિશે ભરે છે,

વાણી ગતિ મધુર ચંચળ તું કરેછે,
ભારે કઠોર હૃદયે મૃદુતા ધરે છે,
તું રોમ રોમ રસ નૌતમ વિસ્તરેછે. ૭
જ્યાં લેશ રંગ ગુણરૂપ ન હોય શક્તિ,
ત્યાં સુજ્ઞ કે રસિકની દ્રઢ થાય ભક્તિ,
કંગાલ થાય ભટ ક્ષુદ્ર બને યશસ્વી,
વાણા સ્મરે ચતુર કોવિદ ને મનસ્વી. ૮
તું ભોગ દેઇ ક્ષણ રોગ ઘણા પ્રસારે,
સેનાધિપત્ય યમનુ સ્મર ધીર ધારે,
મોહાન્ધકાર અથવા વરશી કુજાત,
માયા તણો સબળ ઔરસ જ્યેષ્ઠ ભ્રાત. ૯
દૂધે ભરેલ સુશિલા સરલા કુમારી,
સાચી સુલક્ષણવતી કહ્યું માનનારી,
તે ત્હારૂં એક ક્ષણ શીક્ષણ જ્યાં શીખે છે,
માતા સહોદર પિતા સર્વેને ઠગે છે. ૧૦
વિદ્યા સબંધ દ્રઢ બાળપણાની પ્રીતિ
સત્સંગ ગમ્મત સુધર્મ સુનીતિ રીતિ,
એ સર્વને યુવક વર્જ્ય ગણી વિસારે,
જ્યારે અદ્રષ્ટ થઈ બાણ, અનંગ, મારે. ૧૧
ભેદે અભેદ્ય દ્રઢ વજ્રસમાન ચિત્ત,
તોએ કરે રૂધિરવર્દ્ધન કામ નિત્ય,
ફોડે ભલે નયન સુંદર સ્હેજ ભાવે,
સંસાર સર્વ વપુ એક વિશે બતાવે. ૧૨
અદ્યાપિ એક નહિ જે તુજસાથ ફાવ્યો,
ચોખ્ખો ન એક નિકળ્યો સ્મરનો તપાવ્યો
જ્ઞાનાગ્નિ તોય મદનાગ્નિ થકી છવાયો,
તોએ ત્રિલોકમનને કયમ, કામ, ભાવ્યો? ૧૩
સ્વીકાર હાર કરતાં નહિ શૂર મારે,
નાશી છુટયે જગતમાત્ર દયા પ્રસારે,
તેનો વિચાર કર, માર, ન માર માર
મ્હારા સમાન પર લેશ ઘટે ન ખાર. ૧૪
રે, વામ કામ કયમ વામ ભરે સકામ,
શું ઇંદ્રજાળ રચીને હરી લે તમામ,

આરામ રામપદમાં ધરતાં ન રોક,
મ્હારા સિવાય જગમાં બહુ વીરલોક. ૧૫

## હરિગીત

રે કામ, ત્હારા મોહ મંત્રે હોશ ઉડી જાય છે,
છાતી વિશે કંઇ થાય ભોજન પાન પણ વિસરાય છે,
તુજ પાશમાં પૂરેલ જનના બાર વાગી જાય છે,
ને ધર્મ કર્મ વિવેક આગળ પટલ આવી જાય છે. ૧
તુજ સંગના સંકષ્ટથી જન ભ્રષ્ટ નષ્ટ બની રહે,
ને દુ:ખ વધતું જાય સુખના ભાસ પણ જાતા રહે,
સૂર્યોદયે છાયા તથાપિ પૃષ્ઠ ભાગ વિશે રમે,
જ્ઞાનોદયે પણ તું ભણેલા ભૂતસમ સન્મુખ રમે. ૨
ત્હારી મનોમય સૃષ્ટિએ પ્રભુસૃષ્ટિ કષ્ટપ્રદા કરી,
તુજ વેગ આગળ હૃદય-રથની જાય છે ભાગી ધરી,
ભૂંડા વિકાર ચમૂપતિ તુજ આણ વર્ત્તાવે બધે,
રે, કાળ નાશ કરે બધાનો એકલો પણ તું વધે. ૩

## ક્રોધ.

### ઉપજાતિ.

સંસારમાં ક્રોધ વિરોધકારી, ધરે ખુમારી તવ દે ખુવારી,
અશક્તનો આશ્રય એક ક્રોધ, અજેય ને દુષ્ટ તથાપિ યોધ. ૧
ચ'ડે યદા ઉત્કટ કૃષ્ણનાગ, ઉડે શરીરે તનખા અથાગ,
કરે સુબુદ્ધિ સ્મૃતિ ધૈર્ય ત્યાગ, પડે પછી જોઈ વિપત્તિ લાગ. ૨
અગ્નિવિના ક્રોધ સદૈવ બાળે, ચક્ષુરવિ દીપ છતાં ન ન્યાળે,
કંથારના કંટક તુલ્ય સાલે, તરંગ શોકામ્બુધિનાં ઉછાળે. ૩
ક્રોધે ઘડ્યા શૂરતણાય ઘાટ, ક્રોધે ઉડાવ્યાં બહુ રાજપાટ,
ક્રોધે કરાવ્યા અતિશે ઉચાટ, ક્રોધે વળાવ્યા વિપરીત દાટ. ૪
ક્રોધે બન્યા આર્ય છતાં અનાર્ય, ક્રોધે થવાનુ નહિ કોઈ કાર્ય,
ક્રોધે કર્યાં દુષ્મન દંપતિને, ક્રોધે મરાવ્યાં પ્રિય સંતતિને. ૫
ક્રોધે કરાવ્યા બહુ આતમઘાત, ક્રોધે કરાવ્યા ઋષિના પ્રપાત,
ક્રોધે બનાવ્યા સુરના અસુર, ક્રોધે કર્યું શંકર-ઉર ક્રૂર. ૬
ક્રોધે બને છે વિપરીત દ્રષ્ટિ, અસહ્ય હુપાર્જન થાય કષ્ટિ,
વ્હાલાંવિશે વેર વિશેષ આવે, તજાય છે સાર, અસાર ભાવે. ૭

બીજે સ્થળે વાંક જણાય ભારે, નિર્દોષ પોતે પણ એક ધારે,
મહાબળી નિર્બલ તોય માને, ક્રોધી રહે નિત્ય બધીર કાને. ૮
વિચારનો લેશ નથી પ્રચાર, વિસ્તાર પામે ઘન અંધકાર,
પ્રીતિ સ્મૃતિ ને ધૃતિ થાય મંદ, સમર્થ ક્રોધે પણ થાય બંદ. ૯
જાતે દહે આત્મજને પ્રજાળે, પ્રશાન્તિકારી જળને ઉકાળે,
કરે અજાણે કદિ કોઈ સ્પર્શ, તેને દહે જ્વાલ ધરી અમર્ષ. ૧૦
જીવિત આધાર જણાય સ્નેહ, તેને બની મૂઢ ગળે સદેહ,
મિથ્યા ધરે છે બલહીન ઝૂમ, બની રહે છેવટ કૃષ્ણ ધૂમ. ૧૧
ક્રોધી સમીપે નહિ કોઈ જાય, ક્રોધી તણું વાક્ય ન સત્ય થાય,
એકાંતમાં ક્રોધ બળી મરે છે, વને બળે 'તે વનમાં શમે છે. ૧૨
પેસાડશો ક્રોધનુ ભૂત અંગે, ગાંડા થશો ને ત્યજશો વિહંગે,
બુદ્ધિ જશે સિદ્ધિ ન એક થાશે, મૃત્યુતટે સત્વર જીવ જાશે, ૧૩
ક્રોધે ડસેલા હડકાઈ જાશે, મારૂં મરૂં એમ કુતર્ક થાશે,
અમસ્તકા ઉચ્ચરશે બરાડા, ને મારશે દેહ ઘણા પછાડા. ૧૪
અમર્ષ નિઃસંશય પાપમૂળ, પદે પદે ઠોકર, ખાય, ભુલ,
ઉચ્છેદશે વંશસમેત કુળ, તજો તજો દુષ્ટ અમર્ષ-શૂલ ૧૫

### વસંતતિલકા.

હે ક્રોધ યોગ્ય તુજ બોધ હવે જવા દે,
હાવે લગાર ઉપશાન્તિ મને થવા દે,
સદ્બુદ્ધિને ગ્રહણથી કર મુક્ત ભાઈ,
તોડાવવા ન મથ શોણિતની સગાઈ. ૧

## લોભ.

### ભુજંગી.

જવું એક દહાડે યદા જો મરીને, પછી કામ શું દામને સંગ્રહીને,
પછી પ્રીત દારાતણી હોય કેવી, પછી શી સગાઈ સગાં સાથ લ્હેવી? ૧
થવાના જનો કાળના સર્વ ચારા, પછી પાપના બાંધવા કેમ ભારા,
પછી શા દગા વૈર વિશ્વાસઘાત, પછી કેમ માયાવિશે સન્નિપાત? ૨
યદા નામનો થાય છે સદ્ય નાશ, પછી આશપર્યંત શી જાય આશ,
પછી કીર્ત્તિ પૃથ્વી તણો મોહ કેવો, પછી ભાર આભાર શાકાજ લેવો? ૩
નથી ફાવવાના યદા કાળ સામે, પછી આદરે સાહસો કેમ હામે,

પછી રાત દુહાડો નહિ શેં વિરામે, ભજી લક્ષ્મીને ઈષ્ટનુ દે ન નામે. ૪
રમાનો લગારે કરીને ભરૂસો, રખે ભૂલભૂલામણી મધ્ય ધુસો,
ઘટે ના અજંપો ગતપ્રાયસારૂ, નથી આપણું ત્યાં કશું મ્હારૂં ત્હારૂં ? ૫
નથી દેહ પોતાતણો તોય હાથે, પછી ખેંચવો કેમ સંસાર માથે,
પછી ધારવું કેમ દેહાભિમાન, ચલા લક્ષ્મીનુ ધારવું કેમ ધ્યાન ? ૬
જવાનુ જવાનુ જવાનુ જરૂર, પછી રાખ ને કુંમળું કાંક ઉર,
પછી આકળો લોભમાં શું ફસાય પછી આમ ન્હે બાકળો કેમ થાય ? ૭
ફરે છે યદા કાળનુ શીષ ચક્ર, પછી શું ગળે પારકું દ્રવ્ય, નક્ર,
પછી રોજ સુઝે નવા કેમ ચાળા, પછી શેં કરે કર્મના છેક કાળા ? ૮
બળી ભસ્મ થાશે સુરૂપી શરીર, નહિ હોય તેને મહામૂલ્ય ચીર,
નહિ હોય તેને જરા લાડપાડ, રહે શ્વાનને ચાટવા માત્ર હાડ. ૯
ધરે કીટ ને કર્મના વીંટ કાયા, નથી રાખતા તે વિશે સુજ્ઞ માયા,
નથી આપણી સાથ તેને સબંધ, નથી યોગ્ય જાણી થવુ છેક અંધ. ૧૦
ધટે શ્લેષ્મ ને નર્ક ને રક્તસ્થાન ધટે તેહને આટલું શાનું માન ?
ધટે કેમ ગંધાણને મોગરેલ, ઘટે જ્ઞાન તેનો કર્યે ક્ષુદ્ર મેળ. ૧૧
કશી છે શરીરે કહો ભાઈ શોભા, પડ્યા રોમના જેટલા યત્ર ગોભા,
કશું છે ધનીના વપુકેરૂં મૂલ્ય, રહે શેષમાં કાજળી અસ્થિ ધૂળ. ૧૨
બન્યું માટીમાંથી વપુ થાય માટી, પછી શું રમા જોઈને જાય ફાટી,
પછી શી અનુકૂલતા ભાત ભાત, ધટે માટીનો સુજ્ઞને ના ઉચાટ. ૧૩
બન્યો પંચમહાભૂતનો દેહ એક, પછી શો પરાયાવિશે હોય ટેક,
પછી આત્મકારાગૃહે મોહ કેવો, પછી દૈન્ય ધારી રમા શાનો સેવો ? ૧૪
નથી કોઇ અદ્યાપિ પર્યંત ફાવ્યો, નથી દેવને ઘેરથી કોઇ આવ્યો,
વળી કાળથી ઇંદ્ર તોએ ચવાયો, અરે ! તું ન સંસારથી તોય કાયો ! ૧૫
હતું ના હતું થાય જોતાં હમેશ, નહિ નામ કે ઠામનુ સ્મર્ણ લેશ,
પછી લોભથી શું ભમે દેશ દેશ, ઝપાટે ઉડી આ જશે ભવ્ય વેશ. ૧૬

## રોળા વૃત્ત.

લોભ કરાવે દ્વેષ કલેશ પણ મનમાં આવે,
લોભ તજાવે દેશ વેશ ભુંડા ભજવાવે,
સ્નેહ અને સંબંધ સુગુણ યશમાન ગુમાવે,
કરતાં જનને અંધ ધર્મ સુખ શાન્તિ ભુલાવે. ૧
લોભ પાપનુ મૂલ ગરજ દુષ્મનની સારે,
ધ્રુવ લઈ અધ્રુવ ધરે હૃદયમાં અગ્નિ ભારે,

લોભે લક્ષણ જાય, લક્ષ ઉપાધિ આવે,
દક્ષ, ધરીને લક્ષ લોભ પરહરજો ભાવે. ૨

## મોહ.

### દ્રુતવિલંબિત.

અમલથી મલ મોહતણો ભરી, ક્યમ સુબુદ્ધિ તિરોહિત તેં કરી?
સમયસ્રાવ તને સમજાય છે? મરણનુ ઋણ અંગઉધાર છે. ૧
અખુટ ધાન્ય અને ધન સંગ્રહી, સકલ વૈભવ શક્રતણો ગ્રહી,
ફુલસમાન ફરે ફુલતો વટે, મરણનુ ઋણ તોપણ ના મટે. ૨
ગુરૂ પિતા જનની નૃપની તથા, નવ ધરી જનને કરતાં વ્યથા,
પુરૂષ વક્ર ફરે થઇ શું અહિ, મરણ આગળ લાડ નિભે નહિ. ૩
દશન ઓઠ પિશી કર વિસ્તરે, નયન ક્રોધ કરી કરડી કરે,
હૃદય ઠોકી ભયંકર શું ફરે, ડર ધરી યમદૂત નહિ ફરે. ૪
સુજનસાથ અકારણ વૈરથી, ધરમ-ધારણ તું ધરતો નથી,
નહિ ડર્યો વિભુને હસિ ફ્હાડતાં, મરણ તોય મુકે નહિ નાસતાં. ૫
ચલ રમાપર આ દૃઢ પ્રેમ શો, જડ વિશે થઇ ચેતન શું ફર્યો?
રમત કાળની સાથ ઘટે નહિ, મરણ-સર્પ સદર્પ ડસે સહી. ૬
દિવસ રાત ન જંપ ધર્યો જરા, કપટ ત્યાગ કર્યું ન ધરી જરા,
કરમ ફોકટ નિત્ય રહ્યો કરી, મરણ ઘાત ગયો વિસરી નરી. ૭
કુટિલનાં પણ દાસ્ય રહ્યો કરી, કૃપણ આગળ તેં વિનતી કરી,
કુકૃતિથી અધિકાર રહ્યો રળી, મરણ આગળ સર્વ જશે ગળી. ૮
ન કરવાનુ ત્રિયા અરથે કર્યું, પુનિત અંતર ગૌણ સ્થલે ધર્યું,
સુહૃદ બંધુ તજ્યાં ધન કારણે, સમજ! મૃત્યુ રહ્યું ઘરઆંગણે. ૯
નત્ર દિઠી જનમી સુખની ઘડી, શિર સહી અપવાદતણી ઝડી,
બહુલ વિત્ત ઉપાર્જન તેં કર્યું, તદપિ મૃત્યુ ન દૂર જરી સર્યું. ૧૦
બહુ પ્રપંચનુ મંડળ મેળવી, કવલ દુર્બલનો પણ ઓળવી,
ઉદર પૂર્ણ ભર્યાવણ શું ફરે? મરણને નહિ દ્રવ્ય કુણું કરે. ૧૧
વચન સત્ય વદ્યો શમણે નહિ, કનડવાપર મગ્ન સદા રહી,
સતત ઘાત કરે વિશ્વાસનો, સમય શું વિસરે અવસાનનો? ૧૨
ગરથમાં શઠ વ્યર્થ ફુલ્યો ફરે, ન ઉપભોગ પ્રદાન જરા કરે,
તદપિ અર્થ ન એક જરી સરે, ગરથ શો જવ ગર્જ નહિ સરે? ૧૩

ભવન ભવ્ય અલિંદ છજાં અને, નવલ બાગ અને રણવાસને,
સરવ રાખોં રહો અનુકૂલતા, પણ થશો ક્ષણમાં ન હતા હતા. ૧૪
અગણ ધાન્ય અને ધન ને ધરા, સુયશ દાબ પ્રતાપપરંપરા,
ઇહ રહે પ્રિય તોપણ તે પડ્યાં, જરૂર આગળ સંચરવુ છડાં. ૧૫

## મદ.

### સવૈયા.

અંદરનુ નહિ સ્વચ્છ કરે શકિ બાહર શા ધરવા પછી વાગા?
અસ્તર સુંદર હોય ભલે પણ. અંદર છે ક્ષણભંગુર ધાગા.
મૂત્ર અને મલ પિત્ત અને કફ શોણિત શ્લેષ્મ તને ભરવાની.
કોથળી ચર્મતણી શિવોં હાટકમાળની ઉપર લક્ષ વશાની ૧
ચક્ષુ પિયા પ્રસરે પણ, ચક્ષુ છતાં, પિયુ પ્રાણપ્રિયાપર ઘેલો,
નાક અહોનિશ લીંટ વહે પણ નાકનુ સુખ ગણે અલબેલો,
વક્ત્ર થકી પણ લાલ ગળે પણ મૂઢ ગણે અધરામૃતરેલો,
દેહ નિરંતર સ્વેદ સજે ન તજે પરસ્ત્રી પરિરંભણ મેલો ૨
હંસસમી ગતિ માની ગુમાની થઈ નિરમાની ભજે અબળાને,
હાસ્ય શશી સમ ધારી વિકારી પડે વ્યભિચારી ન્હડે જવતાને,
બોલ રૂડી મહતીથી અતિ મતિહીન મધુર ગણે અવિચારી,
શુક્રની પૂતળી શુક્ર ગણી થઈ વક્ર ફરે યમચક્ર વિસારી. ૩
પ્રીત અહિત વિશે કરી શ્રીપતિ ઉપર પ્રીતિની રીત ઘટાડી,
સુતનુ ઉપર વિતનુથી તનુધારી બને, થઈ સુજ્ઞ, અનાડી,
અસ્ત સમસ્ત થતો નિરખે પણ મસ્ત બની જન ગ્રસ્ત ત્રિયામાં,
કામની કામિની થાય નકામની, કામનુ કામણ કાયરતામાં. ૪
ચિત્ત ખચિત રચિત ઇજે પણ ચિત્તહરાપર ચિત્ત ચળે છે,
પ્રીત સરિત અમિત વહે પણ નિત્ય અનિત્ય રતિ શુ ભળે છે,
રાત પ્રભાત સુજાત કજાત બની લલના રસમાં મન પેસે,
ધર્મ–ધરી ન ધરી સુધરી સધરી નહિ સંસૃતિની ગતિ લેશે. ૫
શું લટકે ચટકે ભટકે, ખટકે ન ભવિષ્ય વિચાર લગારે,
જો સટકે કટકે કટકે, ન ટકે ક્ષણ યૌવન સો ઉપચારે,
શ્વાસ યદા અટકે છટકે ફટકે પટ કેસરિનુ ધરનારો,
હાટકઘાટ કચાટ કળી વટ ધાટ ઉચાટ કરે તવ હારો. ૬

ફુલ્લ મૃણાલ મુખાલય ભાલ વિશાળ ગુલાલભર્યાં દ્વય ગાલો,
બાળ મરાળની ચાલ, કુચાલ, સવાલ કમાલ કરી બહુ ફાલ્યો,
ધારી હલાહલ વ્યાલનુ ખ્યાલવિના બહુ ખ્યાલ કરી મદ ધાર્યો,
કાળ કરાળ અકાળ હલાલ કરે તવ, લાલ, હવાલ નઠારો. ૭
એક ન ટેક હરેક ક્રિયા અવળી સવળી પણ શુદ્ધ મનાઈ,
છેક વિવેક ગયો, કલના લલનાજનની મન ભવ્ય ગણાઈ,
મૂરખતાજ, ન લાજ, જહાજ તજી ભવસાગરમધ્ય તણાઈ,
કર્કશ કર્ક, કુતર્ક વિતર્કથી અર્ક તજી કીધ નર્ક-કમાઈ ૮
રાસ વિલાસ સુવાસસ વાસ સ્હવાસ કર્યો મસ આશત્રિયામાં,
રંગ પ્રસંગ ઉમંગ વિહંગસમાન સહુ ઉડી જાય હવામાં,
આગળ, પાગળ, છાગળના ગળતુલ્ય ગળે તુજને યમ રૂંધેશી,
મસ્ત નીરર્ગલ મેગળશો પણ અસ્ત થશે બહુ ખસ્ત સુકેશી. ૯
દેશ વિદેશ ફર્યો, ન સમર્યો પ્રભુ, દ્વેષ ધર્યો, જન, તો ઝટ હાર્યો,
ઐશ બન્યો, પણ લેશ ભણ્યો પરમાર્થ ન, સઘ ગયો, જન, માર્યો,
જો અપકાર અપાર કર્યા ઉપકાર પછી કરશે કુણ ત્હારો,
સ્વાર્થ વિસારી અનર્થ કરી જન વ્યર્થ કરે કયમ આ જનમારો? ૧૦
અંતર, જંતર મંતર તંતરથી ન, સ્વતંતર ખંતથી ધાર્યું,
દુ:ખ નિકેતન સેતનશો ધનલોભ નર્યો ધરી ના મન માર્યું,
ખાર અપાર પ્રચાર કરી તલભાર ન વા'ર વિચાર કરાયો,
ખષ્ટ ખવાર થયો પણ હારદ પાર લગાર ન યાર જણાવ્યો. ૧૧
દ્વેષ હમેશ વિશેષ કર્યો પરમેશશુ લેશ રમેશ ગણાતાં,
ઠાઠ કર્યો, મૂંછ હાથ ધર્યો, મનગુચ્છ ભર્યો, સ્તુતિપાઠ ભણાતાં,
ધારી તમામ દમામ લલામ સલામ ઝીલી ધરી મામની ભ્રાન્તિ,
જીવન નીંદર કાન્તિ અને ઉપશાન્તિ તથાપિ સરે કરી વાન્તી. ૧૨
નાગ, સુરાગ સુહાગ ધર્યો પણ, નાગર, નાગ ન આગળ જોયો,
કાગ, અથાગ પ્રજાગરણે પણ લાગ ગયો સુખ આગમ ખોયો,
હસ્તિ, કરી જનવર્સ્તો શુ મસ્તિ અમસ્તિ પ્રશસ્તી કરી નિજ સસ્તી,
હંસ બન્યો, જયમ કંસ નૃશંસ, અસંશય ધ્વંસથી ના થઈ કુસ્તી. ૧૩
બાગ, પરાગ ન માગ ધરે અનુરાગથી આગ ઉડી તન ભાગે,
ભાગ લઈ ભવસાગરમાં અઘગાગર પૂર્ણ થતાં જન ત્યાગે,
ભૂ કમલા કમલાસ્યવતી કમ લાજવતી નિરખી હરખાતો,

ચેન નહિ ધનવંત વહી દિનરેંન સરેંણુ થકી કચરાતો. ૧૪
દેહ નથી તુજ, ગેહ નથી તુજ, નેહ નથી તુજ, એહ તહારી,
હાર થશે, વ્યવહાર વિહાર જશે, ઉપહાર વિશે પણ વારિ,
કોણ સ્મરે ખુબસુરત મૂરત શૂર તથા ધન ધામ તમારાં,
ભૃંગ પતંગ કરે ફૂપડાટ અચાનક સર્વ અનંગ થનારાં. ૧૫

---

## મત્સર.

### સ્વાગતા.

મિત્રના ઉદયમાં નહિ રાચે, ધૂર્ત, મત્સર થકી કયમ નાચે,
શું બગાડ કરવા બહુ ટાંપે, કાળ તો પકડશે, શઠ, ચાંપે. ૧
જો ભવિષ્ય પરતુ થયું સારૂં, શું હતું તુજ ગયું કશું ત્હારૂં?
ચંચણે વગર કારણુ શાને, કાળની ગતિ ખરી ન પ્રમાણે. ૨
થાય વાળ તુજથી નહિ વાંકો, ધારવો શલભ તુલ્ય ન ફાંકો,
દુષ્ટ તર્ક તુજ જાય હવામાં, દગ્ધ અંતર થશે બદલામાં. ૩
ઘૂંડ તુલ્ય જન થાય અદેખા, ના ગ્રહે સુમતિની રવિલેખા,
મૂઢ શું સહજનુ ગળુ રૂંહેસે, અલ્પ કાળ ચલ જીવિત રૂંહેશે. ૪
શા કુતર્ક પરઉન્નતિ સામે, આપવું નહિ પડે ધન નામે,
વેઠવી નહિ પડે વ્યથ ત્હારે, તોય કલેશ હૃદયે કયમ ધારે? ૫
દેહ બુદ્ધિ-નવનીતથી ખાસો, કંટકી તદપિ થાય જવાસો,
શુષ્ક થાય વરસે જલ વર્ષા, રૂહે સદૈવ હત ચાતક તર્ષા. ૬
એકવાર નહિ ત્હારૂ બગાડ્યું, વૈર લેશ તુજ સાથ ન માંડ્યું,
ભાઈ ભાઈ કરી વક્ત્ર સુકાય, તોય શેં ઉદિતથી અકળાય. ૭
અસ્ત ને ઉદયની ઘટમાળા, મેળવે ઈહ શુભાશુભ ટાળા,
ભાસશે વિષમ અલ્પમતિને, સૃષ્ટિમાં સમ જણાય કૃતિને. ૮
કાળની સકળ છે બલિહારી, શું પરાક્રમ કરે વપુધારી!
તોય કેમ ઈરષા મન ધારે, કાળની ગતિ ન કોઈ નિવારે. ૯
લોટનાં અવનવાં પકવાનો, થાય ઘેંશ પણુ ગેભર તેનાં,
એ અનુભવ ભુંડા કયમ ભુલે, બુદ્ધિ શી વિબુધની પડી ચૂલે. ૧૦
રત્ન છે નિરવધિ વસુધામાં, સ્વાશ્રયે સુલભ મેળવવામાં,
અન્યના અહિતની ઈર્ષ્યાથી, ભ્રષ્ટ થાય સુર કે મુનિ ભાથી. ૧૧
કાલ અંબુધિ અનંત અનાદિ, રત્ન ત્યાગ કર્યું ખાર–સવાદી,

મિષ્ટ વારિ તુજ સન્મુખ ધાર્યું, દ્વેષ ક્લેશ કરતાં ન પીવાયું. ૧૨
ખોદવા સતત ઉદ્યમ ત્હારો, તોડવા અધમ થાય વિચારો,
પ્રાપ્તિ, બીજ અનુરૂપ, મળે છે, તોય દોષ વિધિને શઠ દે છે. ૧૩
"કર્મ એજ વિધિ" એમ ન જાણે, ખારબાર હઠિલો શિર તાણે,
વેર વેર દિનરાત જપે છે, વેર ઝેર ઝરતાં વિલપે છે. ૧૪
ઉચ્ચ બુદ્ધિ પરમાર્થે દબાવી, કાળું કૃત્ય કરવા મતિ વાળી,
કષ્ટ દેઈ, સુખ-આશ ધરે છે, દુઃખ થાય તવ દીન બને છે. ૧૫

### મંદાક્રાન્તા.

ઈર્ષ્યાકેરી ધમણ ધમતાં ઝેરતો વાયુ વ્હેછે,
શ્વાસોચ્છ્વાસે ધકધક મહાજ્વાલ હૈયે ઉઠે છે,
રોમે રોમે વિષમ તનખા મત્સરીને ઉડે છે,
ભુંડાઇના પ્રથમ ફળમાં દેહ પ્હેલો ગળે છે. ૧
ઈર્ષ્યા સ્હાતાં મન અશન કે પાનમાંથી ખસે છે,
નિદ્રા જાતાં મૃદુશયન તે શૂલ જેવું બને છે,
પ્રત્યાઘાતે રિપુહનનની યુક્તિના થાય પાત,
છાતી ફૂટે શિરસ પટકે તે પછી થાય મ્હાત. ૨

---

## મૃત્યુ.

### શાલિની.

જોતાં જોતાં જો ઘડો જાય ફુટી, જોતાં જોતાં અંગ જાએ વછૂટી,
જોતાં જાએ જંત્રનો તંત્ર તુટી, ત્યારે શાને તું મરે આમ કૂટી? ૧
ચાલી જાશે વારિની લ્હેર છોટી, જોતો રહેશે વાગશે મૃત્યુ-સોટી,
ના થાવાનો કાળ તો લેશ ખોટી, શા સારૂ તો ધારવી આશ મ્હોટી? ૨
ત્હારે કાજે આ રચી ઇંદ્રજાળ, મારે તુંને સોગટી તુલ્ય કાળ,
મુકી સર્વે જાવું થાશે અકાળ, ત્યારે શો છે ગર્વમાં ભાઈ માલ? ૩
ક્ષુદ્ર દ્રવ્યે દેહ ભાગો ભરાયા, તેમાં લાગી છે અવિદ્યાની છાયા,
ગંધાવાની દિવ્ય દેખાતી કાયા, ત્યારે તેમાં લેશ શી હોય માયા? ૪
થાવાનો છે દેહનો વિપ્રયોગ, લેશે તેનો ભૂત નિશ્ચિત ભોગ,
જેવો આવ્યો તેમ પાછો જવાનો, ફુલે ત્યારે થૈ પરાધીન શાનો? ૫
ચૂશી લેશે સર્વ શોણિત ત્હારૂં, ખુંચી લેશે રૂપ ને સત્ત્વ સારૂં,
તાણી લેશે જોર ને તોર ફેર, ત્હારાથી તો ચોરનો કાળ ચોર. ૬

પૂરી રાખો વજ્રના પાંજરામાં, સંતાડી ઘો સ્વર્ગ કે ભોંયરામાં,
પીવા ખાવા ઘો સુધા દિન રાત, તોએ લેશે જીવને કાળ ભાત! ૭
ફુહાડી રોજે સાબુથી સર્વે મેલ, ચોળી અંગે ગંધ સાથે ફુલેલ,
શોભાવી ઘો માંસને હાડ ચામ, આવી જાશે તોય સર્વસ્વ કાળ. ૮
ઔષધિઓ સૃષ્ટિની સર્વે લાવો, જોષી જંત્રી પાસ યુક્તિ કરાવો,
નવ્વાણુએ આદરોને ઉપાય, સોમો તોએ મૃત્યુનો ના જણાય. ૯
ના લેખામાં માત્ર કેરો વિલાપ, ના લેખામાં બાપના દીન શાપ,
ના લેખામાં પ્રેમદાની વ્યથાઓ, ના લેખામાં છોકરાંની દશાઓ. ૧૦
મ્હોટાં ન્હાનાં સ્તંભથી હસ્તિ આદિ, પ્રાણી સર્વે દેવ વિદ્યાધરાદિ,
ભક્ષી જાએ એ વિના સ્વાદ જ્યારે, આહા કેવી કાળની ભૂખ ભારે?૧૧
"મ્હારૂં મ્હારૂં" એમ માની ફુલાય, લક્ષ્મી જોઈ મત્ત રે! મૂઢ થાય,
વાંકો વાંકો શું ફરે દેહ મર્ડી, જાણે છે કે કાળ તો જાય કર્ડી? ૧૨
આવી ત્હારે હાથ લક્ષ્મી વિશેષ, તેમાં રાખે શો અટાટોપવેશ,
પ્રાણીઓને શું વ્યથા તું કરે છે? ત્હારા જેવા રોજ લાખો મરે છે. ૧૩
મીઠું બોલી છેતરીને ઠગે છે, થાતાં હાની સત્યમાંથી ફગે છે,
શા જીવ્યાને સારૂ આ ઉત્પાત, રૂહેવાની છે દેહને મર્ણ-ઘાત. ૧૪
ફાટી જાશો શું ફરો ભાઈ ફાટયા, આ સંસારે પાપમાં કોણ ખાટયા?
ઉઘાડાં છે દ્વારને ખાળ દાટા, જાણી બાંધો આંખમાં કેમ પાટા? ૧૫

## ઉધોર.

કીધો લેશ નહિ વિચાર, છોડ્યાં શસ્ત્ર સહુ નિરધાર,
ધાર્યો ધર્મ નહિ પળવાર, ફરતો છેક થઈ હુંસિયાર. ૧
રાખે હૃદયમાં બહુ ખાર, ચાલે મત્ત જ્યમ તોખાર,
મરડે મૂછ શાને, યાર, પગ છે હેડમાં આ વાર. ૨
હોએ જોર જો તલભાર, મૃત્યુ જીતવા તૈયાર,
થઈને પાડ જગમાં બાર, નહિ તો વાગશે ઝટ બાર. ૩
જીભે શ્વાનને બહુ જોર, તેવો કેમ થાય નઠોર,
હાંસે પાપ કરતાં ઘોર, ખોદે હાથથી શું ઘોર. ૪
બુદ્ધિ વામ કામ હરામ, કરતાં રૂઠશે વિધિ રામ,
જાશે ભામ દામ તમામ, ખોશો ઠામ નહિ રૂહે નામ. ૫
ધર મન રામ કર શુભ કામ, ત્યજ ગૌગ્રામ ભજ સુખધામ,
નિદ્રા ધાર ઈચ્છા વામ, મુકી મામ મુક્તિ પામ. ૬

# વિશુદ્ધિ.

## તોટક છંદ.

### (૧)

જનમાં અવિવેક વસ્યો અતિ શો! જન ટેક તજી સ્મર હાથ ફસ્યો!
તજતાં નિજ નાર સુધાની લતા વિષવલ્લિ કરી નિજ અન્યમતા. ૧
જ્યમ આપણી તેમ બિજાની સતી, ક્યમ તે પ્રતિ થાય અશુદ્ધ રતિ?
ક્યમ કૌવચને નિજ દેહ સજી, ક્યમ સર્પની સ્હોડ કરે સમજી? ૨
ભય કંપ સદૈવ, નિરાંત નહિ, યશ તેજ અને ધન જાય વહી,
જનમાં પણ "લંપટ" નામ પડે, શિર ઉપર સત્વર મૃત્યુ પડે. ૩
પુરૂષાર્થ અને નિજ સ્વાર્થ ભુલે, ભવસાગરમાં નિજ નાવ ડુલે,
નહિ જંપ જરા પણ સંપ રહે, ગૃહિણી કરશે બહુ ક્લેશ ગૃહે. ૪
વ્યભિચાર વિચાર ચરે સબળા, પર શોણિત-પાન કરે અબળા,
સુખ કામ–પરાજિતને ન મળે, કુમળે હૃદયે પણ અગ્નિ બળે. ૫
બહુ કાક સમાન ક્રિયા કરવી, ખર શ્વાનની રીતિ અનુસરવી,
દરરોજ અતૃપ્તિ દિસે ધરવી, વણકારણ ઊંઘ પ'રી કરવી. ૬
ક્યમ નૂતન રૂપની જાળવિશે, લપટાય અકારણ તું અતિશે?
ક્યમ દર્શન તું વિપરીત કરે, વપુ અંદર તો મલમૂત્ર ભરે. ૭
પરનારની વેણુ તને ખટકે, લટકા ચટકા નયને અટકે,
ઝટ બુદ્ધિ પછી સટકે સટકે, સ્મર મુગ્ધ કરે પટકી ચટકે. ૮
સ્તન ફુલ્લ ગુલાબ સમાન ગણી, ગણતો સ્વર કે સ્મરની ધરણી,
ન વિચાર કરે મન મૂઢ બન્યું, સ્તન અસ્તર માંસ રૂધિર તણું, ૯
મુખકાન્તિ શશાંક સમાન લહી, સ્વપને પરદાર–નિમગ્ન રહી,
મનમાં ન વિવેક લગાર ધર્યો, ત્વચ વર્ણ વિશે સહુ ફેર રહ્યો. ૧૦
મૃદુ ભાષણ મંજુલ હાસ્ય કરી, ગતિ હંસની ચંચળ નેણ ભરી,
તુજ ઉપર કામણ નાર કરે, ક્યમ તે પરતું રતિ અંધ કરે? ૧૧
તજતાં નિજનાથ તને મળશે, મન તેનુ તને ક્ષણ શું હળશે?
પરમાં વિષયાંધ કશું પરખ્યું? જવ સ્પર્શનુ સુખ બધે સરખું. ૧૨
સહુ ઘેર ત્રિયાજન ઊછરતાં, સમયે નવજોબનને ધરતાં,
દિનરાત જુવે પણ ના સમજે, પરનાર વિશેષ ન ભાવ સજે. ૧૩
ભરજોબન રોજ જુવે સરતાં, મદમસ્ત તથાપિ જરા ધરતાં,
ન તથાપિ નિશો તુજને ઉતરે, કુલટા–મૃગવારિનુ ધ્યાન ધરે. ૧૪

નિજ હોય ન તે નિજનું ગણવું, પરમાં શુભ કલ્પિત શું ચણવું?
વિપરીત ક્રિયા અમથી કરવી, વણ કારણ પીડ ઉભી કરવી. ૧૫

૨

ઘરની ઘરૂણી વિશ્વવાસ ધરે, કરવા સુપ્રસન્ન ઉપાય કરે,
પણ તે પર પ્રીતિ તને ન થતી, ક્યમ આમ ગઈ બદલાઇ મતિ? ૧
નિજ જીવિતથી અધકો ગણતાં, સુખ દુઃખ ન જાતતણું ગણતાં,
તુજ દાસ્ય કરે દિનરાત પ્રિયા, તજિ તેહ કરે નિજ અન્ય-ત્રિયા! ૨
સુખની સરિતા તુજ દુઃખ સમે, સહુ ત્યાગ કરે પણ એ પ્રણમે,
તજી તે વ્યથ-ખાણવિશે વિરમે, દુરભાગ્ય! વધૂ નિજ કેમ દમે? ૩
નિજ પેટવિશે નવમાસ ધરી, જનની જણિને સુખ રૂહે પ્રસરી,
તજિ તે તુજપાસ સદાય રહે, ક્યમ તે પ્રમદા ભુલિ અન્ય ચહે? ૪
અતિ લાલન વર્દ્ધન પોષણથી, કુંવરી સુશિળી કરિ શીક્ષણથી,
નિજ તેહ પિતા પ્રિય વૃદ્ધ તજે, તુજ કારણ; તું પણ અન્ય ભજે! ૫
સરવેય સહોદરને તજતાં, પ્રિય વસ્તુ સમસ્ત પ'રી કરતાં,
તુજ સ્નેહ સજે, સખીં ને વિસરે, પણ તું ક્યમ કૃત્રિમ પ્રેમ ધરે? ૬
પ્રમદા નવજોબનમાં ઝુલતી, પ્રભુથી સબળો તુજને ગણતી,
તુજ ઉપર વારીં જતી યુવતિ, પણ તું ક્યમ થાય અનાર્યપતિ? ૭
તુજ કારણ નૌતમ ભોજ્ય કરી, હઠથી પિરસે મન મોદ ભરી,
તુજ અન્ન ઉચ્ચિષ્ટ સુધા ગણતી, પર-મન્ન, ન તેનીં તને ગણતી. ૮
સુખમાં સુખ દુઃખશુ દુઃખ ધરે, તુજનેજ બહિશ્વર પ્રાણ કરે,
મુખ ચાતકડી તુજ જોઇ રહે, ઠરતો નહિ તો પણ, મૂર્ખ, ગૃહે. ૯
પરમેશ્વર તુલ્ય તને અરચે, તુજ કારણ આશ અનેક રચે,
ઉપરાણુ ગણી તુજ મસ્ત બને, નહિ કિમ્મત તેનીં લગાર તને. ૧૦
હરતી ફરતી રતિપાઠ ભણે, તુજ તુલ્ય ન અન્ય મનુષ્ય ગણે,
કુલતારક પુત્ર તને અરપે, પણ તું પરનારનુ નામ જપે. ૧૧
શણગાર અલૌકિક રીઝવવા, ધરતી લલના તુજને મળવા,
પણ મ્હેણુ સહે પરનારતણુ, ભટકે તજતાં રમણી રમણ. ૧૨
તુજ જીવિત સાથ સુહાગ તજે, સુખવૈભવ સ્વાદ ન લેશ ભજે,
સ્મરતી ગુણ, દુર્ગુણને વિસરી, છતનો તુજને નહિ ખ્યાલ જરી. ૧૩
વ્યભિચાર, દુરાચરણી! કરશે, શિશુ નાર કુછંદ પછી શીખશે,
તુજ સંકર સર્વ પ્રજા બનશે, જગમાં પણ નર્ક અનુભવશે, ૧૪

જન ચેત હજી શઠ ચેત હજી, હિત હાનિ રહે મનમાં સમજી,
તુજ પાંખ વિખુટી કરીશ નહિ, તવ સ્વર્ગ વિશે વિચરીશ સહી. ૧૫

## પદ.

શાને કરે વ્યભિચાર, મુરખ તું, શાને કરે વ્યભિચાર.
ચિત્ત લગાર વિચાર. મુરખ તું શાને, ટેક.
હિતકર બુદ્ધિ કુપથ્ય લઇને, ફસાવે પરદાર! મુરખ તું. ૧
સ્નેહ અને નિજ ગેહ તજી શું, છેક બને નિશિચાર. મુરખ તું. ૨
કુળવધૂ તજી કુળ ગયો ભૂલી, થયો કુળ-અંગાર. મુરખ તું. ૩
નફ્ટ થઇને કપટ રમતો, તોડે લગ્ન કરાર. મુરખ તું. ૪
સુમતિ-શીક્ષણ પ'રાં કરી શેં, સેવે ચિત્ત-વિકાર. મુરખ તું. ૫
જોબનમદથી મંદમતિ થઇ, ફરે ખરસમ ખ્વાર. મુરખ તું. ૬

## દુહો.

જોબન મદમાં ઝૂલતી, ગૃહે પદ્મિણી નાર,
પણ પર પાછળ જન ભમે ધિક્ ધિક્ રે શતવાર. ૧

## સત્ય.

## પ્રહર્ષિણીવૃત્ત.

થાવાનું વગર શ્રમે અચૂક થાય, જાવાનું દૃઢ ગ્રહ હોય તોય જાય,
બાંધ્યાં છે વિધિ-ગતિએ ખરાં પ્રમાણો, મિથ્યા છે શ્રમ જનના અધર્મ્યે જાણો. ૧
શા માટે અધમ થવુ વદી અસત્ય, ખોટું તો નિશાચરનાં વદે અપત્ય,
જૂઠાને ક્ષણ કદિ લાભ થાય ભારે, જૂઠાને ત્રિવિધિ વિપત્તિ જો ન મારે, ૨
જૂઠાનો યશ કદિ થાય ભૂરિ ભારે, તે જોઈ અનૃત વદીશ ના લગારે,
પૂર્વની સુકૃતિ, વિચાર્યો, જન્મ પામી, ઉગાડે મુશિબતનાં ફ્ળો હરામી. ૩
વાવે કે તુરત ઉગી શકે ન બીજ, તે કાળે ફ્ળ પણ આવતું નથીજ,
થાવાની પણ ફ્ળ-પ્રાપ્તિ એક દિન, સંસારે જન નિજ કર્મને અધીન. ૪
એ રીતે સમજ ધરી વિચારવાન, ના ધારો ઉદય અસત્યનો પ્રમાણ,
જૂઠાની સકળ સમૃદ્ધિ દુઃખમૂલ, દેખાએ પ્રફુલિત પુષ્પ તોય શૂલ. ૫
કોઠીમાં પ્રથમ ભરેલ મિષ્ટશાળી, નાખેછે ઉપર અનાર્ય વ્રીહિ કાળી,
નીચેથી લઈ મૃદુ ધાન્ય હર્ષ પામે, તે જોઈ અચરજ પામતા ન નામે. ૬
વાવીને વિષમય ઇંદ્રવર્ણું ઝાડ, લેવોછે રસમય આમ્રનો સવાદ,
શી રીતે જગ વિપરીત રીત થાશે, ધારા શું અનૃત વધા થકી ભુસાશે? ૭

જૂઠાની ક્ષણભર ના ટકે કમાણી, જૂઠાનાં સહુ સુખ થાય ધૂળધાણી,
જૂઠાના પણ પર જાય રેલો પાણી, જૂઠાને પણ નહિ પાય કોઈ પાણી. ૮
વીવાનાં પણ વરથી કરે અસત્ય, જૂઠાનું હિતકર છે ન એક કૃત્ય,
જોતામાં અનૃત કરે સુધાનુ ઝેર, વાધે છે ઘરઘર કેર ઝેર વેર. ૯
શા માટે અનૃત તણો કરી ઉચ્ચાર, ભારેછે શિરપર પાપપુંજભાર?
જાવાનાં વપુ ધન ધામ નામ રામા, થાવાના સકળ પ્રયત્ન છે નકામા. ૧૦
બોલે છે અનૃત ન શૂર તે જણાય, જૂઠા તો અવિરલ ષંઢમાં ગણાય,
દેખીને ભયભય હામ છેક હારી, બોલે છે અનૃત અભાગિયા જુગારી. ૧૧
બોલે છે વચન અસત્ય રાંડ ફુંડ, વેશ્યા કે વિટ શઠ ભાટ ચોર ભાંડ,
શાણા તો અનૃત ગણી સ્મશાનવાણી, વર્જે છે વિષમય સર્પ-દંશ માની. ૧૨
જૂઠાને ન અશન પાન લેશ ભાવે, જૂઠાને ક્ષણભર ઉંઘ કેવી આવે?
જૂઠાને ધસમસતી ડસેછ ચિંતા, જૂઠાના હૃદયવિશે બળેછ ચીતા. ૧૩
રાખીને હરદમ સત્યનો સહવાસ, વિસ્તારો ત્રિભુવનમાં મહા સુવાસ,
ચાખીને અનુપમ લ્હાવ પ્રેમ માન, શાન્તિમાં ભવજળમાં કરો પ્રયાણ. ૧૪
અત્યારે પણ હરિચંદ્ર ધર્મ નામ, બોલીને પુનિત બને જનો તમામ,
રાખે છે વિભુપણ સત્ય સાથ પ્રીતિ, સૃષ્ટિમાં જયકર સત્ય એજ નીતિ. ૧૫

---

## દયા.

### ચંદ્રાવળાછંદ.

નિર્મલ વૃત્તિ નિરંતર ધારી, નિર્બળ ઉપર પ્રીત,
ગર્વ તજી મન રાખ વિચારી, ચિત્ત ધરીને પુનિત,
ચિત્ત ધરીને પુનિત તમારૂં,
ધર્મનુ કાર્ય ગણી અતિ પ્યારૂં,
ક્રોધ તજી થઈને અધિકારી,
નિર્મલ વૃત્તિ નિરંતર ધારી. રેરે માનવ જાત. ૧
જીવ તમારો તમને વ્હાલો, તેમ સરવને હોય,
જેવી હાણ તમારી જાણો, તેમ સહે સહુ કોય,
તેમ સહે સહુ કોય વ્યથાને,
લેશ ન દુઃખ કરો કંઈ બ્હાને,
દ્રોહ કરો પરનો નહિ ઠાલો,
જીવ તમારો તમને વ્હાલો. રેરે માનવ જાત. ૨

પરમેશ્વરનાં છે સહુ પ્રાણી, રાખે સરખી રૂહેમ,
આપણુ સર્વે સહોદર સાથી, કરવો છાજે પ્રેમ,
કરવો છાજે પ્રેમ સદાનો,
નિત્ય ધરે અવકાશ દયાનો,
સંપ ધરી કર હર્ષ–ઉજાણી,
પરમેશ્વરનાં છે સહુ પ્રાણી. રેરે માનવ જાત. ૩
એક દિવસ તું દીન બન્યો' તો, માંકડ મત્સર કીટ,
શ્વાન બળદ ખરનુ વપુ ધાર્યું, પેટની પડતી પીટ,
પેટની પડતી પીટ અકારી,
પાથરવા મળતી ન પથારી,
ક્ષુદ્ર બની ઘરઘર ફરતો' તો,
એક દિવસ તું દીન બન્યો' તો. રેરે માનવજાત. ૪
ચોર લબાડ બનેલ અનાડી, દીધા પણ બહુ ત્રાસ,
દાસ ખવાસ હતાશ બનીને, મુકયા બહુ નિઃશ્વાસ,
મુકયા બહુ નિઃશ્વાસ ઉદાસી,
ભોજન પાન મળ્યાં બહુ રાશી,
દેહ વહ્યો બહુ ભાર ઉપાડી,
ચોર લબાડ બનેલ અનાડી. રેરે માનવ જાત. ૫
વિસ્મૃતિમાં કયમ એ સહુ નાખે, વાધ્યું શકે અભિમાન,
ક્ષણિક ઉદયમાં ભાન ભુલે શું, છેક ગઈ કયમ સાન ?
છેક ગઈ કયમ સાન તહારી ?
ઈશ્વર–સૃષ્ટિની પ્રીતિ ઉતારી,
ક્લેશ પિતા ઘરમાં નહિ સાંખે,
વિસ્મૃતિમાં કયમ એ સહુ નાખે. રેરે માનવજાત. ૬
સત્તા મળી તો દ્રોહીને દેજે, ન્યાય દયાથી યુક્ત,
લક્ષ્મી મળી તો દીનને દેજે, દાન વદીને સુક્ત,
દાન વદીને સુક્ત ઘટે છે,
ભિક્ષુનુ અંતર આશિષ દે છે,
રાખી સદા સમભાવ રહેજે,
સત્તા મળી તો દ્રોહીને દેજે. રેરે માનવ જાત. ૭
હિંસા કોઈ વખત નહિ કરવી, માંઘો સર્વનો દેહ,
એક નહિ ઉપજાવી શકો તવ, શાને દેવો છેહ,

શાને દેવો છેહ લગારે,
પૃથ્વી–માત મરે નહિ ભારે,
સ્થાવર જંગમમાં રતિ ધરવી,
હિંસા કોઇ વખત નહિ કરવી. રેરે માનવ જાત. ૮
પેટ ભરાવા પાપ કરો છો, તૃષ્ણાનો નહિ પાર,
આપણુ પેઠે હોય બધાંને, પુત્ર અને પરિવાર,
પુત્ર અને પરિવાર–વિકારે,
જીવ સકળ તરફડિયાં મારે,
તેહ અકારણ કેમ દમો છો?
પેટ ભરાવા પાપ કરો છો. રેરે માનવ જાત. ૯
વારા ફરતો વારો આવે, કાળનુ ફરતું ચક્ર,
પુણ્યપ્રભાવે સિદ્ધિ મળી તવ, મત્સ્ય ગળો થઈ નક્ર,
મત્સ્ય ગળો થઈ નક્ર હરામી,
દ્રવ્ય હરો પરદારક–ગામી,
પરની વ્યથા મનમાં નહિ આવે,
વારા ફરતો વારો આવે. રેરે માનવ જાત. ૧૦
લેશ ભવિષ્ય વિચારી રહેજે, નહિતર પડશે માર,
સાર વિચારી દયા મન ધારો, સ્મરતાં સરજનહાર,
સ્મરતાં સરજનહાર દયાળુ,
કરતાં અંતર સ્નિગ્ધ સુંવાળું,
આયુષ્ જનહિતમાં તુજ વ્હેજે,
લેશ ભવિષ્ય વિચારી રહેજે. રેરે માનવજાત. ૧૧
ધી શ્રી સ્ત્રીથી મત્ત બન્યો છે, કાલ થશે કંગાળ,
ઉદય સમે નહિ સારૂં કર્યું તો, અસ્ત થતાં શા હાલ?
અસ્ત થતાં શા હાલ તમારા,
જો સુખમાં નિજ ધર્મ વિસાર્યા,
જીવ–દયાવિણ મ્હેલ ચણ્યો છે,
ધી શ્રી સ્ત્રીથી મત્ત બન્યો છે. રેરે માનવ જાત. ૧૨
નૌતમ બાગ પ્રફુલ્લ સુહાગી, ખેંચે જગનુ ધ્યાન,
દવ પડતાં બળશે, નહિ રૂહેશે, કિંચિત નામ નિશાન,
કિંચિત નામ નિશાન ભુસાશે,
પાસ જઈ કોઈ વારિ ન પાશે,

ત્યાગ કરે પશુ પંક્ષિ અભાગી,
નૌતમ બાગ પ્રફુલ્લ સુહાગી. રેરે માનવ જાત. ૧૩
સાધન છે તવ દુઃખ વિડારો, રોજ મળે નહિ યોગ,
ધૈર્ય ધરી થાવા નહિ દેશો, સોનુ-સુગંધ-વિયોગ,
સોનુ-સુગંધ-વિયોગ ઉડાવો,
મેળવી શક્તિ દયા વરસાવો
મ્હેણુ તજો વળી ગાળ પ્રહારો,
સાધન છે તવ દુઃખ વિડારો. રેરે માણુસ જાત. ૧૪
દુઃખ અને સુખના નદ વ્હેછે, ગંગા યમુના સાથ,
ધિક્કારે ક્ષણવાર ન જોશો, હોય ઉપર જો હાથ,
હોય ઉપર જો હાથ સુકર્મે,
કષ્ટ કરો નહિ, રહો શુભ ધર્મે,
સુખ દેતાં જન સુખ પામે છે,
દુઃખ અને સુખના નદ વ્હેછે. રેરે માણુસ જાત. ૧૫

---

## ઔદાર્ય.

### સવૈયા એકત્રીસા.

શક્તિ હોય તો સુખ કરવાને અહોરાત રહેવુ તૈયાર,
વિત્ત હોય તો વાવરવાને ધર દ્રઢ હેવા વારમવાર,
જ્ઞાન હોય તો સુપાત્ર જોઈ દેજો વિદ્યાનો ભંડાર,
રામ હોય નહિ તો મુખથી આશિષના દે રૂહાડી ઉદગાર. ૧
અપૂર્ણ જીવો ભૂલ કરે તે વાંક ગણાતો નથિ તલભાર,
સ્વભાવને અનુસરણ કરે છે સત્ત્વ સકલ તે મનમાં ધાર,
શ્વાન ભસે ને સર્પ ડસે ભૂંકે ખર મોર કરે ટહુકાર,
દાંત કરે વાનર શુક પ્રલપે તે સહુ પ્રકૃતિને આધાર. ૨
"**अघटित घटना पटीयसी**" માયાથી વાહ્યા ન જશો યાર,
બહુવિધિ રચના પ્રપંચથી ભરપૂર જણાએ આ સંસાર,
ભેદ ભેદ ને ભેદ જણાશે ઐક્ય દ્રષ્ટિગોચર ન લગાર,
સાર વસ્તુનુ ગ્રહણ કરીને અન્ય ગણો ઉચ્છિષ્ટ અસાર. ૩
નાટ્યશાળમાં સાડી પ્હેરી પુરૂષ બને છે સુંદર નાર,
હાવ ભાવથી જડ કામુકનુ ચિત્ત હરે છે જોતાંવાર,

પાત્ર કુપાત્ર બન્યું પણ તેને દેવો ક્ષણ શાનો ધિક્કાર ?
સૂત્રધાર નચવે ત્યમ નાચે પરાધીન જીવિત વ્હેનાર. ૪
હીન મૂર્ખ શઠ દંભી લોભી ક્રોધી માની પાપી જાર,
શુદ્ધ સ્વાર્થની અણસમજણથી પામે પામર દુઃખ અપાર,
કુસંગનો પણ રંગ ચ્હડે અભ્યાસે બૂહાં મન નિરધાર,
ક્ષમા–રમાને હૃદયે ધારી તેપર ધરજે પૂરણ પ્યાર. ૫
"**बुद्धिःकर्मानुसारिणी**" છે લોહતણી જાણો તલવાર,
સખી બને શાણાની, કરશે એજ મૂર્ખ ગ્રાહકને ઠાર,
ઉદારતા તે માટે ધરજે મળે કદા કો જન નાદાર,
સમુદ્રસમ ગંભીર બની કરજે દિલ દરિયાનો દૂર ખાર. ૬
સાધ્ય સર્વનું એક જણાએ સાધનમાં છે ભેદ અપાર,
શાહુકાર તસ્કર ધન માટે, જુઓ, કરે કેવા ઉપચાર,
પણથી એક કરે ધનસંચય અન્ય મુકે છે અંગ ઉધાર,
કર્મબીજ સ્ફુરતાં ફળ થાએ, નિમિત્તનો લેવો શિદ ભાર ? ૭
વેગવાળુ આ ભવસાગરમાં પ્રયાણ જીવતણુ ક્ષણવાર,
દૃષ્ટ અદૃષ્ટ અદ્રષ્ટ દ્રષ્ટ થઈ જાએ છે કરતાં પલકાર,
શીત તાપ દિન રજની સમ સુખ દુઃખ યુગલ છે જગ મોઝાર,
કરે આવજા વારા ફરતી, કોણ વેગ ખાળી શકનાર ? ૮
કોણ કોણનુ અહિત કરે છે કોણ કોણનુ હિત કરનાર,
આપ આપનુ સંભાળી લ્યો, તરવો છે ભવ–પારાવાર,
દોષ ગણીને રોષ કરી સંતોષ તજી ન કરો અપકાર,
પરિણામે બહુ હર્ષ મળે છે માટે કરવો પર ઉપકાર. ૯
ઘોર દુઃખ પણ કાળ જતાં ઝટ વિસ્મૃતિકૂપ વિશે પડનાર,
સર્પ જતાં લીસોટા રૂહેશે ડંખ–રહિત સ્મૃતિ પણ રૂહેનાર,
દ્વેષ કલેશ સહુ વ્યર્થ જશે ઠરશે મન જવ થાશે ઉદ્ધાર,
ધૈર્ય ધરી તેમાટે દુષ્મનપર મન રાખી રહો ઉદાર. ૧૦
કાર્યસિદ્ધિ કદિ એક થઈ ત્યાં હર્ષ તણો ન ધટે સંચાર,
હાનિ થાય તો ગ્લાનિ ધરવી એ પણ મૂરખનો વ્યવહાર,
લાભહાનિમાં હર્ષશોક કે રાગદ્વેષને મન નહિ ધાર,
સમદૃષ્ટિ સમભાવ ધરી ઔદાર્ય તણો કરવો વિસ્તાર, ૧૧

ત્રિવિધ તાપ ગુણ દશા ઉપર મેળવવો જીવિતનો જયકાર,
ત્યારે ક્રૂરતા કાળચક્રની શામાટે ધરવી દરકાર ?
પ્રયાણ ઉપર વ્હાણ ચ્હડયું આઘું પાછું જાએ બહુ વાર,
કર્ણધાર પણ દૂરબીનથી જોઈ ઉતારે સામે પાર. ૧૨
ધરણી કેવી ક્ષમા ધરે છે ધરણીધર ધરણી–આધાર,
સ્વસ્થ સુસ્થ તે પણ બનતાં જનને આપે સુખના અંબાર,
"**आदानंहिविसर्गाय**" જુવો સૂર્યરાયના તપનો બ્હાર,
હૃદય ઝરણથી પ્રેમસરિત વ્હેજો ન'વરાવા નર ને નાર. ૧૩
ત્યાગ વગર મ્હાભાગ થવાનો નિયમ જણાતો નથી લગાર,
વાવ્યાવિણ ઉગે નહિ તો લણશો ને ભરશો કેમ વખાર ?
જીરવવાની સહનશક્તિ મેળવતાં છાજે છે અધિકાર,
કનક થાય ઘર્ષણ તાપન તાડનથી લલનાના શણગાર. ૧૪
અમીદ્રષ્ટિથી જોઈ સમષ્ટિ કષ્ટ કાપવા બનો ટટાર,
સકલ સૃષ્ટિને વ્હાલી ગણતાં વ્હાલ ધરે છે સરજનહાર,
નિજપ્રતિબીંબ સકલમાં જોઈ નિજસમ રાખ સકલપર પ્યાર,
"**उदारचरितानांवसुधैवहिकुटुम्बकं**" સુખિયું સુખકાર. ૧૫

## ઉદ્યોગ.

### હરિગીત.

ઉદ્યોગ કેરો યોગ લ્હેરો ભોગ કેરી આણશે,
ઉદ્યોગ દઈ આનંદ જનનાં કષ્ટ સરવે કાપશે,
ઉદ્યોગથી શ્રી વિજય ભૂતિ ઘેર ચાલ્યાં આવશે,
ઉદ્યોગથી જન કેસરીસમ જગતમધ્યે મ્હાલશે. ૧
ઉદ્યોગથી યશ પૂર્ણ દુષ્મન ચૂર્ણ જગમાં થાય છે,
વ્યાધિ ઉપાધિ આધિ ટળતાં પાપ પણ બળી જાય છે,
ટા'ડા પડે છે તાપ ત્રિવિધિ સવિધિ ઉદ્યમ માંડતાં,
પાજી કુટિલ કે જટિલબીન્હે સન્નિધિમાં આવતાં. ૨
ભમતું ખરેખર ભૂત મન ઉદ્યોગથી કબજે રહે,
કુવિચાર અસદાચાર નિજપક્ષો ઉપર ક્ષણ ના વહે,
નહિ શોકસાગરમાં બુડે નહિ આશ–આકાશે ચ્હડે,
પણ સત્કૃતિમાં સિદ્ધ આશ્રય દેઈને રૂહે છે ધડે. ૩

છે લોહ જેવો દેહ ચ્હડશે કાટ જો નહિ વાવરો,
પેશી સળો વિખેરશે પછી લેશ રૂહે નહિ પાધરો,
જર્જર થશે ને સત્ત્વ જાશે ધારશે નિર્માલ્યતા,
ઉદ્યોગના જળ રહિત છે રસહીન શુષ્ક વપુલતા. ૪
ધનપ્રાપ્તિ-સંચય-ત્યાગ વિણ-ઉદ્યોગ લેશ નહિ થશે,
ફૂટાઈને લૂટાઈને ધૂતાઈને ધન નાસશે,
ઉદ્યોગ સાથે લગ્ન લક્ષ્મી અચળ ચળ તોપણ, કરે,
ઉદ્યોગની સાથે વસે ઉદ્યોગ સાથે સંચરે. ૫
ઉદ્યોગથી કીડી તથાપિ ધાન્યનો સંગ્રહ કરે,
ઉદ્યોગથી મધમાખ ઉત્તમ મધુતણો સંચય ભરે,
ઉદ્યોગથી સુગરી સુંવાળુ ને રૂપાળુ ઘર ચણે,
ઉદ્યોગથી પોપટ તથાપિ વેદના મંત્રો ભણે. ૬
દિનરાત દિનકર ને નિશાકર ફેરણી ફરતા ફરે,
પરિક્રમણ આપ વસુંધરા પણ દિનમણી ફેર કરે,
સ્થિર એક ક્ષણ જળ ના રહે ઉચ્ચે ચ્હડે નીચે પડે,
રૂહે છે નિરંતર ચાલતો વાયુ લગારે ના ખડે. ૭
નિજ કાર્યમાં અપ્રમત્ત રહીને પુજ્યપદ સહુ પામિયાં
ઉપકાર લાખહઝાર કરતાં લેશ નહિ વિરામિયાં,
ઉદ્યોગથી દીર્ઘાયુષી સંસારમાં રાજી રહ્યાં,
બહુ રાજ્ય નિષ્કંટક કરે મ્હાકાળને ધારી રહ્યાં. ૮
ઉદ્યોગથી એ મૉનૉટમાં સો કોસથી વાતો કરો,
કે વૈનતેય વિમાન કેરા વેગને પાછો ધરો,
ઉદ્યોગથી અંભોનિધિની છાતી ફેડીને ફરો,
નક્ષત્રના ગુણદોષ ઘરબેઠા જુવો, જગના નરો. ૯
ઉદ્યોગથી પ્રિયવર્ત્ત રાયે સૂર્યને પણ ના ગણ્યો,
ઉદ્યોગથી રઘુનંદને લંકેશ દશમુખ પણ હણ્યો,
ઉદ્યોગથી મહિ પરશુરામે ક્ષાત્રબીજવિના કરી,
ઉદ્યોગથી ઈંગ્રેજને શ્રી સાર્વભૌમ, જુવો, વરી. ૧૦
હિતકારણે મન-ધારણે જાગૃત બની હઠ રાખજો,
બહુ વિઘ્નકાર પ્રમાદ સાથે રા'ડ નિશ્ચય માંડજો,
ક્ષણ એશ કે આરામ ઉપર નામ પ્રેમ ન રાખજો,
ધરી ધર્મ, કર્મ પવિત્ર કરતાં, શર્મનાં ફળ ચાખજો. ૧૧

પ્રારબ્ધ પણ ઉદ્યોગ છે નહિ દોષ તેનો કાંઇ કશો,
જો લાભ ઈચ્છિત ના મળે તો કર્મ નહિ વિસારશો,
ખામી ગણી ઉદ્યોગમાં દ્વિગુણિત પ્રયત્ન કરી રહો,
ઉદ્યોગની, કે, રીતિ બદલી અંતમાં સુખને લહો. ૧૨
ઉદ્યોગ સદ્ગુણયુક્ત યુક્ત વિચાર સાથે આદરો,
કરશો ન મીથ્યાવૈતરૂં ઘાંચી–બળદસમ ના ફરો,
ફળ લાભ હાનિ શક્તિસાથે દેશકાળ વિચારજો,
સાવધ બની ધીરજ ધરી ધીમે રહી પગ માંડજો. ૧૩
ભય ક્રોધનો અવરોધ કરજો લાજ ખોટી વર્જજો,
આવે અચિંત્યા અંતરાયો યુક્તિથી નિવારજો,
ક્રમથી પ્રયત્ન સદા કરી પુરૂષાર્થ ક્રમથી પામજો,
જીવ્યું કરી પરમાણુ ટાણે આણ પણ વરતાવજો. ૧૪
ઉદ્યોગથી પશુતા તજી, જનતા સજી, મહતા ભજી,
ઉદ્યોગમાં તત્પર રહો ને, કાર્ય અધુરૂં છે હજી,
ઉદ્યોગના હઠયોગથી છે દિવ્યપદને પામવુ
પછી સારના પણ સાર થઈને એકપદને ધારવુ. ૧૫

## દૈન્ય.

### શ્વાન પ્રતિ ઉક્તિ.

વસંતતિલકા.

રે શ્વાન, માન તલમાન ન કેમ રાખે,
શૌં પેટકાજ શઠના અપશબ્દ સાંખે?
સેવા પ્રજાગરણ–શક્તિ અને હલાલી,
ત્હારા સમાન ધરતા નથિ દ્રવ્યશાળી. ૧
અજ્ઞાત–આગમન સત્ત્વર સૂચવે છે,
તોએ કૃતઘ્ન જન કહે "કુતરૂં ભસે છે,"
તું ગેલ ખેલ કરતાં સહુને રમાડે,
"હાડે" વદી નિકટથી પણ દૂર ક્હાડે. ૨
તું નિત્ય દાસ્ય ધરતુ કરતો વિચારી,
ત્હોએ તને અડકતાં અભડાય નારી।
ઉચ્છિષ્ટ અન્ન પણ સ્વલ્પ રહી સુદૂર,
નાખે તને, હૃદયમાં ધનવાન ક્રૂર. ૩

શા કારણે કરછ કુહે કુલહીન–સેવા,
શા કારણે ધરછ દૈન્યની આમ હેવા?
તેવા થવું જગતમાં જન હોય જેવા,
કે નીચ સંગત તજી વન જા રહેવા. ૪

શું દ્રવ્ય-પુષ્પ ગુણહીન જરા ઝકે છે?
આશા અકારણ અશક્ત વિશે ધરે છે,
રાખી સ્વમાન કર કિમ્મત લેશ તા'રી,
સ્વાર્થી જરૂર ગણના કરશે વિચારી. ૫

## મયૂરંપ્રતિ ઉક્તી.

રે મોર, અભ્ર નિરખી કયમ આમ રાચે?
શું છે અપૂર્ણ મનથી થઈ દીન જાચે?
આકાશમાં રવ થતાં શિશુ તુલ્ય નાચે,
બંધાયછે જલદ સાથ તું તાંત કાચે. ૧

વાણી રૂડી મધુર ને અપ્રતીમ રૂપ,
છે બ્રહ્મચર્ય વ્રત, નૈષ્ઠિક–અગ્રભૂપ,
શ્રીકૃષ્ણ તોય મુકુટે તુજ પિચ્છ ધારે,
રાખે તને ઘર વિશે ધનવાન પ્યારે. ૨

વીરાગ્રણી સુભટ–વાહન તું બન્યો છે,
વ્હાલો સખા પણ સરસ્વતિનો થયો છે,
તો શ્યામ રૂપ નિરખી લલચાય શાને?
આલાપ ધારણ કરે નહિ અભ્ર કાને. ૩

ઉચ્ચે ધ્વરે જગત આર્દ્ર કરી રહે છે,
જાજ્વલ્યમાન વર વિદ્યુત વિસ્તરે છે,
નાદે ચ્હડે અવનવા બદલાય રંગ.
તે રાખશે કયમ કહે તુજ, મોર! સંગ? ૪

રાખો સમાન સહ વેર વિવાહ પ્રીત,
દેખી મહાન નહિ મોહ ધરો અમિત,
તું રાખશે ઉચિત ટેક વિવેક જ્યારે,
આનંદ માન ગરવાં મળશેજ ત્યારે. ૫

## કુમુદપ્રતિ ઉક્તિ.

ખેંચે સદા અમલ સત્ત્વ ધરાનુ ભારે,
રૂહેવા મણી સમ જળાશય હર્મ્યે ત્હારે,
ગૌરાઙ્ગ છે, અમલ ને દલથી સુહાય,
શા કારણે કુમુદ તો શશિથી ફુલાય. ૧

આવી સદા ભ્રમર પ્રેમનુ ગીત ગાય,
આસ્લેષ ગાઢ કરતાં હૃદયે સમાય,
દેવાધિદેવ તુજને નિજ શીષ ધારે,
એવું પરાક્રમ છતાં કયમ દૈન્ય ધારે? ૨

ચોરી વિભૂતિ સહુ મિત્ર તણી કરારે,
આકાશમાં શશિ નિશા સમયે પધારે,
તે લાંછને વપુ કપાય અને ભરાય,
તેનો સમાગમ ન સજ્જનથી કરાય. ૩

ઉષ્ણાંશુ નામ શૃણતાં ઘરમાં ભરાય,
તે પંઢ તારક પટાવતમાં ગણાય,
પૂર્વે શૃણી કટક પશ્ચિમમાં પળે છે,
મિથ્યાભિમાન શશિના કરને ગળે છે. ૪

ત્હારા સમાન કંઈને કરથી ફસાવ્યા,
રાખી પ્રસન્ન મુખ ધર્મ થકી ચળાવ્યા
કો'નો સગો શશિ નથી ન હતો ન થાશે,
તેને ન સેવ, કૃતકૃત્ય છતાં, ઉલ્લાસે. ૫

---

## સંતોષ.

### ગઝલ

રાજા વિરાજે ગોખમાં, રાજા વિરાજે ગોખમાં,
ખેડુ રહે છે ખાંજરે, રાજા વિરાજે ગોખમાં.
સુખમાં ન ફેર છે જરી, દિન એક બે જશે મરી,
વ્યથ થાય બેને રોગમાં, રાજા વિરાજે ગોખમાં. ૧

છે પાત્ર ચાંદી માટીનુ, પણ પાણી નિર્મલ વાપીનુ,
કદિ ફેર તે છે સ્પર્શમાં, રાજા વિરાજે ગોખમાં. ૨

નૃપ ભોજ્ય ઉત્તમ પામતો, લોભે ન પણ વિરામતા,
રૂહે રાગમાં પણુ રોગમાં, રાજા વિરાજે ગોખમાં. ૩
પણ ખેડુ જાડું ખાઇને, રૂહે પુષ્ટ મન મકલાઇને,
ખેતી કરે સંતોષમાં, રાજા વિરાજે ગોખમાં. ૪
બહુ કૂલેશ ઝેર વસે ગૃહે, વિશ્વાસ નૃપને ના રહે,
ચીતા બળે મન-મ્હેલમાં, રાજા વિરાજે ગોખમાં. ૫
નહિ રાગ રંગ રીતિ ભણ્યો, નહિ શોણિતે વૈભવ ચણ્યો,
ખેડુ સુખી પણ કો'ડમાં, રાજા વિરાજે ગોખમાં. ૬
ચિંતા ધરે નિજ રાજ્યની, વળી પુત્ર ને પરિવારની,
રૂહે સતત અરિની ભીતિમાં, રાજા વિરાજે ગોખમાં. ૭
ચિંતા નથી પણ કાલની, ભીતિ નથી મ્હાકાળની,
ખેડુ વસે આનંદમાં, રાજા વિરાજે ગોખમાં. ૮
લે, જીવ ખેડી, નૃપ, ધરા, ભારે દમેછ વસુંધરા,
ક્ષણુ એક પણ નહિ જંપમાં, રાજા વિરાજે ગોખમાં. ૯
ખેડી ધરા, દે ધાન્યને, ખેડુ જીવાડે જીવને,
રૂહે સર્વ સાથે સંપમાં, રાજા વિરાજે ગોખમાં. ૧૦
સુખ સાધ્ય ખેડુને સહુ, રાજા પરાધીન છે બહુ,
આશ્રયવિના નૃપ દુઃખમાં, રાજા વિરાજે ગોખમાં. ૧૧
જવુ હોય ડગલાં ચાર તો, પ્રતિહાર આગળ ચાલતો,
"ખમ્મા" કહી લ્હે અંધમાં, રાજા વિરાજે ગોખમાં. ૧૨
રાજા ન પશુવિણુ સંચરે, સ્વચ્છંદ ખેડુ ફર્યાં કરે,
કહો કોણુ ત્યારે સુખમાં, રાજા વિરાજે ગોખમાં. ૧૩
કર પાય ચક્ષુ કાનને, પરહાથ, નૃપનાં ભાન ને,
રાજા અધમ છે દાસમાં, રાજા વિરાજે ગોખમાં. ૧૪
મો'શો ન ઝગ ઝગ દેખતાં, સુખ દુઃખ સર્વેને છતાં,
સરખાં સકલ હરિ-આંખમાં, રાજા વિરાજે ગોખમાં. ૧૫
વૈભવ ભલે રવિ શક્રનો, જન દીન તૃષ્ણાથી ઘણો,
સંતોષ સુરતરૂ માનજો, સુખકાજ ઘર ઘર વાવજો. ૧૬

---

# પ્રભુ.

## ગઝલ.

નથી સ્થલમાં નથી જળમાં, નથી ગગને તલાતલમાં,
નથી શશિમાં નથી રવિમાં, નથી કુહરે નથી ગિરિમાં,
નથી અનીલે નથી અનલે, નથી તનમાં નથી ભવને,
નહિ સોધ્યો કહીં લાધે, સ્વયંભૂ સર્વમાં વ્યાપે. ૧

નથી ન્હાનો નથી મોટો, નથી સાચો નથી ખોટો,
નથી ડાહ્યો નથી ઘેલો, નથી ચોખ્ખો નથી મેલો,
નથી ભોગી નથી રાગી, નથી રોગી નથી ત્યાગી,
નથી ખાતો નથી ભૂખ્યો, સ્વયંભૂ એક છે નેતિ. ૨

નથી જ્ઞાની નથી ધ્યાની, નથી તાની નથી માની,
નથી કામી નથી વામી, નથી સ્વામી નથી નામી,
નહિ આપે નહિ માગે, નહિ ઉંઘે નહિ જાગે,
નથી સુગુણી નથી અગુણી, સ્વયંભૂ એક છે નેતિ. ૩

નથી ઇસુ કૃષ્ણ કે રામ, નથી પ્રભુ કાળ કે કામ,
મહમ્મદ બુદ્ધ કે મુસા, નથી ઝરઅસ્ત્ર કોન્ફુશા,
નથી એ શિવ કે શક્તિ, નથી એ ધર્મ કે ભક્તિ,
નથી અવ્યક્ત કે વ્યક્તિ, સ્વયંભૂ એક છે નેતિ. ૪

નથી ધાતા નથી ત્રાતા, નથી હાતા નથી દાતા,
નથી શીળો નથી ઉન્હો, નથી ભાર્યો નથી સુનો,
નથી આદિ નહિ અનાદિ, નથી એ વેદ કે વાદી,
નથી એ માત કે બાપ, સ્વયંભૂ એક છે નેતિ. ૫

કરે નહિ પુણ્ય કે પાપ, જપે નહિ કોઈના જાપ,
ન દે આશીષ કે શાપ, નથી જેને જરા માપ,
ધરે નહિ ચાપ કે છાપ, રમે છે આપમાં આપ,
નથી પરપોતિકો એને, સ્વયંભૂ એક છે નેતિ. ૬

નહિ આંખો છતાં ઝાંખે, વિના અંગે ઉડે પાંખે,
છતાં નહિ એક પણ કાન, નિરંતર સાંભળે ગાન,
નહિ જિબ્હા છતાં બોલે, રહિત-કર ચિત્ત-પટ ખોલે,
નથી નાસા છતાં સુંઘે, સ્વયંભૂ એક છે નેતિ. ૭

પ્રમાદી હોય ઉદ્યોગી, વિહારી સંયમી યોગી,
બહુ-રૂપી નહિ રૂપ, બહુ ઉપમા પણ અનુપ,
ઉદાસી હોય રાચે છે, અલૌકિક નૃત્ય નાચે છે,
હસાવે છે રમાડે છે, સ્વયંભૂ એક છે નેતિ. ૮
નથી ક્યાંઈ પ્રભુ બાધે, નિકટ ખોળ્યો નહિ લાધે,
સુવે સાથે ફરે સાથે, તથાપિ ના ચ્હડે હાથે,
નહિ બુદ્ધિ વિશે આવે, સકળ વ્યાપી પ'રો ધાવે,
બહુ સાંઘો બહુ માંઘો, સ્વયંભૂ એક છે નેતિ. ૯
અચલ સચરાચરે વાસી, અસંગ અનંત અવિનાશી,
નથી ભૂંડુ નથી સારૂં, ન. એને તેજ અંધારૂ,
નહિ નિંદા સ્તુતિ લેખે, જગત્ સાક્ષીરૂપે દેખે,
જરા ન તથા તમા રાખે, સ્વયંભૂ એક છે નેતિ. ૧૦
નથી સુખ દુઃખનો અંશ, નથી રતિ વૈરનો દંશ,
સદા રહે છે નિરાકારે, તથાપિ દિવ્ય વપુ ધારે,
નિરંજન રહે નિરાધારે, સમષ્ટિ કોટિધા ધારે,
પરાત્પર સ્વાનુભવ સાર, સ્વયંભૂ એક છે નેતિ. ૧૧
નહિ ધ્યાને નહિ છદાને, નહિ યાને નહિ સ્નાને,
નહિ ખાંગે નહિ માગ્યે, ન વૈરાગ્યે નહિ લાંઘ્યે,
નહિ જાપે વપુ કાપ્યે, નહિ આહૂતિઓ આપ્યે,
મળે નહિ જાગતાં રોજે, સ્વયંભૂ એક છે નેતિ. ૧૨
વિકટ સોપાન છે ઉંચી, જડે નહિ દ્વારની કુંચી,
પ્રભુ મળવા ધરે રૂચી, પ્રથમથી રાખ મન શુચી,
સ્વધર્મે વૃત્તિને ઢારી, મ્લેચ્છા સંગ નિવારી,
ગુરૂથી જ્ઞાન પામીને, પરમપદ પામજે પ્રાણી. ૧૩
વિભૂતિ રામકૃષ્ણાદિ, સ્વયમ્ પણ સેવજે દ્હાડી,
મહા મલ મૂલથી ફ્હાડી, પટલ માયા તણુ ફાડી,
શુણી મધુરી હૃદયવાણી, અવર મિથ્યા પછી જાણી,
ઉભય કાંટા ઉડાવીને, પ્રભુપદ પામજે પ્રાણી. ૧૪
સતત અભ્યાસને રંગે, બની અલમસ્ત ઉછરંગે,
ઉડી વિહંગની ઢંગે, અલૌકિક જોઈ ઉમંગે,
ચિદાનંદે સત સુરંગે, સદા રમજે પ્રભુસંગે,
નિયમમાં ઈન્દ્રિયો આણી, પ્રભુપદ પામજે પ્રાણી. ૧૫

# જીવ લાઘવ.

## (અભંગ.)

બ્રહ્માંડ અનેક, તેમાં પૃથ્વી એક, લાગે પરમાણુ, જેવી ના'ની,
તેમાં આર્યાવર્ત્ત, તેમાં એક શે'ર, તેમાં ઘર ત્હારૂં, પ્યારૂં માને. ૧
તેમાં કરી વાસ, ભોગવે વિલાસ, ચાર હાથ શૈયા, તેમાં સૂતો,
લઘુતા તમારી, હરિની મહત્તા, સતત વિચારી, સેવો દેવા. ૨
દીર્ઘ મહાકાળ, અનાદિ અનંત, આવે નહિ પાર, તું છે સાન્ત,
શક બહુ લાંબા, વિસ્મૃત થયા છે, વર્ષ માસ દ્હાડા, કીધા જીવે. ૩
આયુષ્ય તમારૂં, ભલે ગણો સારૂં, મહાસાગરે છે, વારિ-બીંદુ,
તેને પણ ધારે, તેમાંથી ઉદ્ધારે, શ્રીસચ્ચિદાનંદ, સેવો ભાવે. ૪
મહત આકાશ, સર્વવ્યાપી ખાસ, અછેદ્ય અભેદ્ય, સર્વ-સાક્ષી,
વિકાસ સંકોચ, તેનો કરે સ્હેજ, તેથી પર રાજે, વિશ્વાદેવા. ૫
ત્હારૂં ગજુ કેવું, દેખે નહિ પુઠે, પામર પતંગ, જોતાં ભાગે,
તા'રા જેવા લાખો, જીવે ને મરે છે, સરજન-હારા, માટે સેવો. ૬
યશ કરી વ્હાલો, પ્રમથ ન ઠાલો, વિસ્મૃતિનો કૂપ, તેમાં જાએ,
મારી બહુ પ્રાણી, શોણિત ઉજાણી, કીધેક કીર્ત્તિ વાધે, મિથ્યા ભ્રાન્તિ. ૭
ક્રૂર દુષ્ટ ધંદા, તેને વરી કીર્ત્તિ, તેના માટે શાને, દુઃખો વેઠો,
પ્રભુ કીર્ત્તિ ગાઇ, તેથી કીર્ત્તિ લેજો, પરીક્ષક સાચો, સેવો દેવા. ૮
અમૂલક રત્નો, મીષ્ટ અન્ન મેવા, વસુંધરા ધારે, ખુટે શાનું,
તેનો પણ નાશ, થયો અને થાશે, નામ કે નિશાની, ના દેખાએ. ૯
ત્યારે ધન ત્હારૂં, શ્રમથી સંપાડયું, ચલિત સ્વભાવે, જાશે જાશે,
લક્ષ્મી નથી કોની, ત્હારી કયમ થાશે, અચલ ભજી લે, માટે દેવા. ૧૦
ડાહ્યો તું ક્હેવાયો, માન પણ પામ્યો, શ્રીમત્તા ધરાવી, ફુલ્યો ફાલ્યો,
જગમાં સુનામ, દારા ધન ધામ, રજ્યો રૂડી રીત, તે પછી શું? ૧૧
મ્હોટાં કીધ કામ, ભીડી ભારે હામ, જાગ્યો અષ્ટયામ, રાખી મામ,
કરે છે તમામ, જગત પ્રણામ, ભજ્યા નહિ રામ, તો પછી શું? ૧૨
વિષય વધારી, વાસના વિસ્તારી, ક્ષણ સુખ-લોભી, નારી સેવે,
પ્રજા થઇ ત્હારે, અચાનક ભાવે, કુટુંબ વધાર્યું, તે પછી શું? ૧૩
ઈશ્વરની લીલા, તેની બલિહારી, નિયમ પ્રમાણે, સૃષ્ટિ ચાલે,
ગણુતરી ત્હારી, તેમાં નથી લેશ, આવ્યો તેવો જાશે, તો પછી શું? ૧૪
અનુપ લઘુતા, અનુપ ગુરૂતા, એમાં ભેદ ભારે, ચિત્ત ધારી,
દિનભાવ રાખી, ચલ ક્ષુદ્ર પ્રાણી, શ્રીગુરોર્ગરીયાન્ ભજ ભાવે. ૧૫

# પ્રભુસેવા.

( ચાલ૦હેલી અલબેલી પ્યારી રાધે. એ રાગ. )

હરિ માન, ધરી ધ્યાન, સેવ સ્વામી,
રખે થાય કામી વામી કે હરામી,
થવા તનમને પ્રશાન્તિ, જાવા ભાવિકેરી ભ્રાન્તિ, જોવા દિવ્ય અક્ષર કાન્તિ,
સતત ઈષ્ટ નામી નામી, સેવ સ્વામી. ટેક

પારાવાર છે અસાર ખારવાહી,
ઝોકાં ખાય ખતા ખાય રહ્યા નાહી,
માયાની અભ્યંતરે લીપાઈ શાહી,
રાખી ધર્મભક્તિ સંગ, દયાભ્યંગં, જ્ઞાનગંગ, ધારી અંગ, મનકુરંગ, કરી
અપંગ, ભજ શ્રીરંગ, સુખપ્રસંગ, રહે જામી જામી. સેવ સ્વામી. ૧

ગજબ અજબ અબજ જગતના તમાસા,
દુઃખ મૂલ મોક્ષ શૂલ ઉપર ખાસા,
કાલીસાથ તેમાં કાલ રમે પાસા,
તેમાં રાખવી શી પ્યાસ, ચારે પાસ, પ્રસરી પાશ, કરતાં વાસ, થાશે નાશ,
છોડી ભાસ, હરિનો ખાસ, થાજે દાસ, મમતા વામી વામી. સેવ સ્વામી ૨

મરણુ ન્હાર• વારવાર શીષ ગાજે,
હવે ક્ષણિક ક્ષુદ્રની ન વા'ર છાજે,
સર્વશક્તનો સુરક્ત ભક્ત થાજે,
શ્રદ્ધાથી ગ્રહીને સાર, દુરાચાર નોવ્યભિચાર, સુભ આચાર નોવીરતાર,
કરીને યાર, જીવ ઉદ્ધાર, શિવતા ધાર, કુમતિ ડા'મી ડા'મી. સેવ સ્વામી. ૩

મળે ખાનપાન સહજ શયન સ્થાન,
આપે સૃષ્ટિરૂપ ગ્રંથ પૂર્ણ જ્ઞાન,
તજી ફંદ ભજ સ્વછંદ સુખનિધાન,
મનમાં ધારીને દૃઢ ટેક, રાખી નેક, ધર વિવેક, પાપ અનેક, છોડી છેક,
પ્રભુવ્યતિરેક, ભૂલ હરેક, આશ્રય એક, રહે પામી પામી, સેવ સ્વામી ૪

# માતા.

( બીગરી કોન સુધારે નાથવિણ બીગરી કોન. એ રાગ )

૧

લાડે કોણ લડાવે, માતવિણુ, લાડે કોણ લડાવે રે,
પીડામાં પણ ક્રીડા માની, મનમાં મસ મુસકાવે રે. લાડે ટેક.

ઢીચણ ઉપર સુતનુ સુતને, બેસારી બહુ ભાવે રે,
એક કરાંગુલિ અધરપર ધરી, હાંસે કોણ હસાવે રે. લાડે કોણ. ૧
પ્રેમતરંગ અચાનક ઉછળે, બહિર નીકળવા ટાંપે રે,
જનની ઝટ તવ ચુંબન કરતી, છાતી સરસો ચાંપે રે. લાડે કોણ. ૨
ગૃહવિવેક ગમત કૃતિ વિસરી, અંકે કોણ સુવાડે રે,
એક ટશે ન્યાળી કર ફેરવી, ગલિ ગલિ કરતી રમાડે રે. લાડે કોણ. ૩
તેડી કટિપર રત્ન અમૂલક, પગલે પગલે જોતી રે,
સોળ શૃંગારે રહિત રમણી, પુત્રશૃંગારે સ્હોતી રે. લાડે કોણ. ૪

## ૨

મરત ખરે વણમોતે, માતવિણ, મસ્ત ખરે વણમોતે રે.
તનુજ પ્રેમ–જનિત ધીરજથી, ઉછરે જોતે જોતે રે, મરત ટેક.
ઉરૂ ઉદર ને ઝરન સ્તનથી, જાતને જનની સેવે રે,
સ્નેહે શોણિતનુ દૂધ કરીને, ધાવણ પીતાં ટેવે રે. મરત ખરે. ૧
છેડો નાંખી કુજન કુદ્રષ્ટિ ને, શશિ રવિ જલદ નિવારે રે,
હૂંફ અતુલ દે પાસામાં લેઈ, રાતે જવ સુવારે રે. મરત ખરે. ૨
પથ્ય ભજે ને ઔષધ ખાએ, ષટરસ,નવરસ ત્યાગે રે,
વત્સલરસમાં ગરક થયલી, પુત્ર જુવે અનુરાગે રે. મરત ખરે. ૩
માનિની માન તુચ્છ અપમાનથી, લેશ ન ડરતી લજાતી રે,
શિશુહિતસાધન પુછીને સુખથી, મદરહિત મદમાતી રે, મરત ખરે. ૪

## ૩

કોનુ હેત વધારે, માત વિણ, કોનુ હેત વધારે રે,
અવર પ્રીત ક્ષણિક સ્વારથથી, ભલે જણાએ ભારે રે. કોનુ હેત ટેક.
નવ મહિના નિજ ઉદર ધરતાં, સતત હૃદયે રાખે રે,
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ વિશે પણ, દેખે કશું ન સુત પાખે રે. કોનુ હેત ૧
"ભાઈ," "અલ્યા," "બેટા" કે "છૈયા" કહેતાં મુખડું ભરાય રે,
પુત્રવતી ધર–સૂત્રવતી બની, સ્વર્ગનુ સુખ નહિ ચાહે રે. કોનુ હેત ૨
રૂદન શુણતાં હૃદય વિંધાતું, હર્ષિત કરવા વ્હાય રે,
શયનસમયે મધુર સ્વરથી, હાલેરાં હદ ગાય રે. કોનુ હેત ૩
તૈલ અભ્યંગથી સ્નાન કરાવી, ચંદન ચર્ચે કાયરે,
ઓળી કેશ શિશુ બેશ બનાવી, જોતાં જરા ન ધરાય રે. કોનુ હેત ૪

૪

કોણ અવર હિતકારી, માત વિણ, કોણ અવર હિતકારીરે,
જન્મ નહિ પણ પરજન્મ અર્થે, નિરંતર સુખકારી રે. કોણ અવર. ટેક.
દેહ પરાધીન તેને શીખવ્યું, ખાવું, બેસવું ખસવું રે,
ફરવું દોડવું કુદવું વ્હડવું, સ્ફુટને શુદ્ધ ઉચ્ચરવું રે. કોણ અવર. ૧
કાકા મામા પુત્ર પિતાદિ, ભેદ સકલ બતલાવ્યા રે,
રવિ શશિ ગિરિ નદ ત્રણ ભુવનના, સાર ટુંકા સમજાવ્યા રે. કોણ અવર. ૨
કક્કે ખખ્ખે એકડે બગડે, જ્ઞાનના પાયા ચણાવ્યા રે,
મ્હેતાજી શું શીખવશે જ્યાં, માતાએ પાઠ ભણાવ્યા રે, કોણ અવર. ૩
ઈશ્વરનુ અસ્તિત્વ ઠસાવ્યું, ધર્મશ્રદ્ધા મન ધારી રે,
શાસ્ત્રયુક્તિથી શું કરશે ગુરૂ, માતાની બલિહારી રે. કોણ અવર. ૪

## માતૃત્વ.

### દીર્ઘિકાઉક્તિ.

કાલજ કોયું તે કહોને કહિયેરે, ઓદ્ધવ છેલછબીલડે. એ રાગ.

મ્હેતો ગર્ભમાં ધાર્યો બહુ માસ રે, સૈયર કંજ કજાતને,
રાખુ છાતી ઉપર નિત્ય ખાસ રે, સૈયર કંજ કજાતને. ટેક.
રસ કસ દઈ એને પોષું છું પ્રીતે પણ, સ્નેહ ન ધરતો લગાર રે. સૈયર. ૧
પંક ધરી બહુ રંક બનુ પણ, લેશ કરે ન મુજ વા'ર રે. સૈયર. ૨
નિશદિન પ્રેમ સલીલે વિઢાળું તોય, ત'રા નથી તલભાર રે. સૈયર. ૩
ઘર ઘર ફરતાં રસ મસ લૂંટે એવા, ભ્રમરનો બેઠો થઈ યાર રે. સૈયર. ૪
મધુર વદીને ધન ચોરી લે તેને છૈયો, છાતીમાં રાખે મસ વાર રે. સૈયર. ૫
દેતાં શીખામણ આડુ રહે જોઈ, માથી લજાય ગમાર રે. સૈયર. ૬
વેરીનો વ્હાલો થયો વેરી તનુજ મ્હારો, પ્હોંચ્યો ન મિત્રનો પાર રે. સૈયર. ૭
ઢાળીને કર, મુજ જીવન, સૂર્ય એ, ખેંચે છે સાંજ સવાર રે. સૈયર. ૮
દુષ્મન ન્યાળી ભલે થાય પ્રફુલ્લિત, અંતે થવાનો ખવાર રે. સૈયર. ૯
શું કરીએ, સખિ, રીસ વ્હડે પણ, પેટમાં પાક્યો તેનો પ્યાર રે. સૈયર.૧૦
ઠર્યાં માવીતર કહીએ કોને જઈ, બળે હૈયામાં અંગાર રે. સૈયર.૧૧
હાળવુ દેખી વળી રહેવુ સાંભળી પણ, તુટે ન સ્નેહનો તાર રે. સૈયર.૧૨
આડો હઠીલો છરવંગો અલેતો પણ, પ્રાણતણો એ આધાર રે. સૈયર.૧૩
માતવિના કોણ જાણી શકે સહિ, માતાના મનના વિચાર રે. સૈયર.૧૪
ખુટેલ જગમાં અખુટ એક અલિ, માતાના સ્નેહનો ભંડાર રે. સૈયર.૧૫

## ગીતિ.

જનક ગુણે ગુણકારી, સ્નેહ લઈ સ્નેહ આપતા ભ્રાતા,
ઈશ્વિર રાચે સ્મરણે, સહજ અલૌકિક ધરે સ્નેહ માતા. ૧

## પિતા.

### કાફી.

૧

જનક–તરૂ ન્યારૂં રે, સુખદ ને હિતકારી,
વાર વારે વારૂં રે, ગહન ગતિ છે ન્યારી. જનક. ટેક.
હૃદય–મૂલથી ઉભરાઈને, પ્રેમતણો રસ મીષ્ટ,
રોમ રોમ પલ્લવમાં પ્રસર્યો, દેવાને સુફલ અભીષ્ટ,
રીષ્ટ સર્વે ભાગે રે, સુધા વરસે ભારી. જનક. ૧
યાવતજન્મ સહે ધીરજથી, ટા'ઢ તાપ વરસાદ,
ભુખ તૃષા નિદ્રાને ત્યાગે, લેશ ધરે ન પ્રમાદ,
સુખ સુતને થાવારે, સમાધિ રહે ધારી. જનક. ૨
બાળક નૃત્ય કરંતાં જોઈ, ડોલે હરખથી જાત,
કીલ કીલ શબ્દ શૃણીને સારે," હરખના અશ્રુપાત,
ધન્ય પોતે માને રે, વિતક નિજનાં વિસારી. જનક. ૩
છત્ર બનીને છાયા આપે, હુંફ ધરે ચિરકાલ,
સંચય કરીને સાચવી રાખે, ધાન્ય અને ધન માલ,
પુત્રની સવાઈ રે, કરવા ધરે હુંશિયારી. જનક. ૪

૨

આશાનુ પંખીડુ રે, જનકનુ બહુ ભમતું,
ક્ષણે નભમાં ઉડે રે, ક્ષણે ધરતી ધમતું. ટેક.
વામ ભરે કૃતિ વામ કરે છે, વામવા સુતનુ દુઃખ.
બાલક સાથે બાળ બનીને, જાણી લે છે સહુ રૂખ,
ભૂખ સરવે ભાગેરે, સતત કરે મનગમતું. આશાનુ પંખીડુ રે ૧
પુત્રતણે ઘર પુત્ર થવાને, તેને સીમંતની આશ,
ઘરને વિત્ત જુદાં કરી આપે, મૂલ્યવગરનો દાસ,
ખાસ સંસૃતિ ખેડે રે, સરસ દઈ લે નરતુ. આશાનુ પંખીડુ રે. ૨
નરક "પૂ"થકી તારી દેશે, એવી ભીંડીને હામ,

જીવથકી પ્રિયતર સાચવવા, અજંપો આઠે જામ,
રામ નામ ભુલે રે, ગૃહે શિશુ જોઇ રમતું. આશાનુ પંખીડુ રે. ૩
સ્વારથ ધન અનુકૂળતામાટે, લોક ધરે સહુ સ્નેહ,
હાનિ થતાં પણ સહજ ઉમળકે, વરશે પ્રણયનો મેહ,
છેહ છૈયાં દેછેરે, તથાપિ મન નથી ડગતું. આશાનુ પંખીડુરે. ૪

૩

દૂધ કેરો દરિયો રે, જનકનુ હૃદય જાણો.
ખોટ લેશ ન આવે રે સદા ભરતી નાણો. ટેક
મીષ્ટ તરંગો ઉછળી રૂહે છે, ધીર અને ગંભીર,
શીતળ પૈષ્ટિક શાન્ત સ્વભાવે ઉજ્જવલ નિર્મલ નીર,
તીર છે સુંવાળાં રે, નડે ન સુતને ન્હાણો. દૂધ કેરો. ૧
મથન કરીને સુતને આપે, ચૌદ વિદ્યા ચૌદ રત્ન,
મંત્ર ગુહ્ય સહુ સમજાવી દે, કરી નિરંતર યત્ન,
આત્મને સમર્પે રે, દીપક કરે દીપ શાણો. દૂધ કેરો ૨
પૂરી પુત્રૈષણા થવાથી, લીલોછમ દીનરાત,
યશસુગંધ વિસ્તારે જગમાં, કરવા યશસ્વી સુજાત,
છાતી ઉપર રાખે રે, ભાર વ્હેતાં હરખાણો! દૂધ કેરો. ૩
લાડ કોડથી રહે પાલવતો, અલેતુ ચંચળ મીન,
આત્મજ કાજે કાયરતાનો, ત્યાગ કરે છે પ્રવીણ,
હીનમતિ ના લેખે રે, પિતા તે પિતા પરમાણો. દૂધ કેરો. ૪

૪

મોહાંજન આંજ્યાં રે, જનકનયને જૂદાં,
અવર શિશુ કુબડાં રે, જગતમાં નિજ રૂડાં ટેક
"ભાઈ" સમોવડ કોઈ નથી ને, "ભાઈ" છે સ્મરનુ રૂપ,
બૃહસ્પતિ ડા'પણમાં બીજો, કલાકૌશલમાં અનુપ,
ભૂપ શો બડભાગીરે, અવર સહુ વલકુડાં. મોહાંજન ૧
કાલા તોપણ બોલ વીણી લે, બેટાના તેથી અતુલ,
કેડે કે આંગલિયે લઈને ફેરવે રત્ન અમૂલ્ય,
ગર્વથી દેખાડે રે, પ્રણયનાં મૂળ ઉંડાં, મોહાંજન. ૨
સૂત્ર વધારે કુળ ઉદ્ધારે, વૃદ્ધાતણો આધાર,
નામ રૂપનો નાશ તથાપિ તેને રાખે બહુ વાર,
પ્યાર એવું શીખવે રે, ભરીને રસનાં કુંડાં. મોહાંજન. ૩

સાર સરવ આત્મજને માટે, આત્માને કાજ અસાર,
રાખે તેમાં સુખ ચાખે છે, માગે નહિ ઉપકાર,
પિતાને પ્રણમજો રે, થશો ન અવગુણી ભુંડાં. મોહાંજન. ૪

## યોગી.

### સ્વાગતા.

દેહ અર્પણ કરે પરમાટે, કાર્ય-તર્પણ કરે પણ ધાટે,
સ્વાનુભૂત અવધૂત ફરે છે, ધર્મકાર્ય જન આર્ય કરે છે. ૧
હાસ્ય ગાળ અપમાન સહે છે, રાગ ગાય પણ રાગ હરે છે,
જ્ઞાનમત્ત ન પ્રમત્ત તથાપિ, કષ્ટ રૂંહે સકલ સૃષ્ટિનું કાપી. ૨
શર્મ દે તદપિ શર્મ ન ધારે, ભેદ જીવ શિવના મન ધારે.
ભોગ રોગ સમ ભોગ ગણે છે, થૈ અશત્રુ ગુણ-શત્રુ હણે છે. ૩
મસ્ત સંતત અમસ્તક યોગી, કેતકી સમ બને પરભોગી,
ભિન્ન સંસૃતિ અભિન્ન લહે છે, જ્ઞાનઅગ્નિ વિણ-અગ્નિ દહે છે. ૪
લોકમાં અલખને જગવે છે, ભાવ ભાવદ તણા ભજવે છે,
હર્ષ શોક ન કશો કનવામાં, વાય સ્વચ્છ મન-વા મનવામાં. ૫
ભૂત ભૂતલતણું ગણ્યું તાજુ, ને ભવિષ્ય ક્ષણભંગુર વાજુ,
વર્તમાન પલમાન જુવે છે, જેમ ભગ્નઘટ વારિ ચુવે છે. ૬
સૃષ્ટિ-સ્વપ્ન સુખરૂપ ન માને, પાપનુ પણ અજીર્ણ પ્રમાણે.
મોહદાદર અનાદર યોગ્ય, જોઈ સાબિત કરે હઠયોગ. ૭
કાલનાગ લયનાગર નાથે, બ્રહ્મજ્ઞાનનુ સુદર્શન હાથે,
ચાંપતી વિજયશ્રી પદ સારી, સેવતો યમી અનંતપચારી. ૮
વાંસળી પ્રણવનો સ્વર ફૂહાડે, એકતા હૃદયનૃત્ય ઉપાડે,
કેલિ ગોકુલવને કરવામાં, રાધિકા-વિરતિ સાથ ક્ષપામાં. ૯
સ્થૂલ સૂક્ષ્મ તન કેતન-કારા, શૃંખલાગણ ગણી ગુણ ખારા,
દ્વારપાલ દશ ઈંદ્રિય વર્ગ, અર્ધ્ય તુલ્ય કરતો જગ સર્ગ. ૧૦
"**अस्ति भाति प्रिय**"ને પ્રિય માની, નામ રૂપ ગણતો નહિ ધ્યાની,
નાશવાન જડ જંગમ જાણે, એક નશ્વર સ્વયમ્ મન માને. ૧૧
સૃષ્ટિથી અલગ સૃષ્ટિ-નિવાસી, અંગરંગ પરસંગઉદાસી.
યત્ર યત્ર મનડુ વિચરે છે, તત્ર તાપસ સમાધિ ધરે છે. ૧૨
આત્મવત્ સકલ ભૂત નિહાળે, અક્ષ દક્ષ જન અક્ષ ન ભાળે.
જન્મને મરણ કલ્પિત ધારા, જાણતો અભણના ભણકારા, ૧૩

તુષ્ટ પુષ્ટ દ્દઢ સ્વસ્થ ગિરીશ, દેહને હૃદય વજ્ર શિરીષ.
એકલો અડગ અક્ષરપંથી, ભેદતો હૃદયની ધ્વનગ્રંથી. ૧૪
શાસ્ત્રશસ્ત્ર, દિશ વસ્ત્ર, ધરે છે, ભૂમિગેહ, નભછત્ર કરે છે,
જ્ઞાનપાન સુખભક્ષણ થાય, ધામ એ પરમ અત્ર જણાય. ૧૫

---

# ઉદાસી

## લાવણી. ૧

સંસૃતિજલમાં નથી બેશ લેશ દેખાતું,
જ્યાં કાલ માછલુ સદા વહે છે ખાતું,
મદ મોહ મદનથી ભલે જગત હરખાતું,
પણ જ્ઞાન ભક્તિ સુખ લેશ નથીજ ચખાતું. ૧
અતિ ક્ષણિક ભોગના હર્ષ વિષમ બહુ લાગે,
ભોગવતાં ઇચ્છા વધે તર્ષ નહિ ભાગે,
સુખ દુઃખ–રહિત નહિ જરા વ્યથા અનુરાગે,
રૂઝતા મ્હેલાં ઘા એક અવર શર વાગે. ૨
ચિંતા આશાથી ગયું જીવિત બહુ એળે,
જંપાયુ નહિ પળવાર રીગની ચેળે,
બહુ તરંગ ઉઠતા જતા ડુબાવે બેળે,
છોડી જાવાના વિષય તજ્યા તે મેળે. ૩
વિસ્મૃતિ–પ્રાય વસ્તુમાં સ્મૃતિ મ્હેં ધારી,
જન્મોજન્મતણો મિત્ર મુકયો વિસારી,
મ્હેં દુષ્મન વ્હાલાં ગણ્યાં હણ્યાં હિતકારી,
જોવાનુ જોયું નહિ આવી અંધારી. ૪
કરિ અહિત પ્રાપ્તિને કાજ જારી વિજારી,
મકલાયો મળતાં દુઃખ મૂર્ખ અવિચારી,
નિજને ઠગવામાં માન ગણ્યું મ્હેં ભારી,
અંતે તો વાની રહી ગઈ હુંશિયારી! ૫
મ્હેં હાથ ચ્હડેલો મણી દીધોતો ફેંકી,
બહુ યત્ને મળતાં કાચ ગયોતો મ્હેંકી,
મ્હેં અંતર–ગુરૂના પાઠ દીધાતા છેકી,
છોડીને સરવે ટેક માનતો ટેકી! ૬

વ્હેતો હું ખરસમ ભાર માર બહુ ખાતો,
ઘર ઘર બે પગનો શ્વાન બની અથડાતો,
ઘરનાંનો બનતો બેલ ઘાણીમાં ફરતો,
થઈ મનુષ્ય માનવકૃતિ નહિ આચરતો ! ૭
મ્હેં બની વેવલો કરી કૃતઘ્ની-સેવા,
ઉતાર્યા શઠને કાજ ઘણા પરસેવા,
પામરથી લેવા લાભ પાડીતી હેવા,
આરાધ્યા નહિ પળવાર દેવના દેવા ! ૮
મ્હેં રાત દિવસ તજી નિંદ પેટ પણ બાળ્યું,
થઈ પરાધીન નિઃસત્ત્વ માનધ્નં ટાળ્યું,
મ્હેં તજી ધર્મ કરી મર્મ વચન નવ પાળ્યું,
પણ થાવાનુ તે થયું રહ્યું નહિ ખાળ્યુ ! ૯
મ્હેં મિત્રાચારી કરી ચિત્રની સાથે,
વિધ વિધ રંગે ઉપહાર સજાવ્યા હાથે,
પણ દુઃખ સમયમાં એક રહ્યું નહિ સાથે,
અવગણના મ્હારી કરી હસે છે માથે. ૧૦
હું સ્વાર્થ સાધવા કાજ દશેદિશ ધાયો,
નહિ ટા'ડ તાપ વરસાદથકી ક્ષણ કાયો,
બહુ અંધકારમાં ભમ્યો રહ્યો નહિ સાહ્યો,
વણ સમજેડડળો રચ્યો પ્રથમથી પાયો ! ૧૧
કદિ કાર્ય-સિદ્ધિ થઈ જાય અચાનક ભાવે,
તૃષ્ણાનુ વર્દ્ધન કરી ચિત્ત ઉકળાવે.
ઈચ્છા નર્ચો થાતી પૂર્ણ અધૂરી સ્વભાવે,
અંતર વૃશ્ચિક સમ ડસી સદા અમુઝાવે. ૧૨
મ્હેં આજ લગીનુ કર્યું જીવન ધૂલધાણી,
પથ્થરપર ખેતી કરી સિંચ્યું નહિ પાણી,
કરી, ધર્મબીજને ખોઇ, અધર્મ કમાણી,
ડાહ્યો તે વાહ્યો ગયો ! સુબુદ્ધિ તણાણી. ૧૩
નહિ ભોગ લીધો પણ રોગ અંગમાં ભાર્યો,
નહિ યશ લીધો પણ વૃથા ગયો જનમારો,
લ્હાવો નહિ લીધો, બન્યો કાળનો ચારો,
તુટ્યા ચતુરાઇના તાર એક નથી આરો ! ૧૪

હું ગયો ઉદાસી બની થવા વનવાસી,
તજી અસાર આ સંસાર જ્ઞાનનો પ્યાસી,
ઘર વિમુખ દુઃખથી કર્યું ઠર્યું મન હરિમાં,
રતિ સર્વ સમાઈ ગઈ વિરતિસતિ નરિમાં. ૧૫

---

## રાજર્ષિ.

### લાવણી. ૨

મ્હેં ચિંતા સર્વે તજી ગ્રામને દ્વારે,
તો ચિંતા મહારી સજી રહે પ્રભુ ભારે,
મ્હેં મુકી વાસના સર્વ અરણ્યે જ્યારે,
તો પુષ્પવાસના મને વધાવે પ્યારે. ૧
હું છોડીને ઘરબાર થયો વનરાજા,
મ્હેં મુકી લાજ તો ધરે સત્ત્વમુજ માઝા,
તજી નીરસ અન્ન હું જમુ મીષ્ટફલ તાજાં,
તજી કુટિલવેણુ હું શૃણુ અનાહત વાજાં. ૨
સંગેમરમરની શિલા સુંવાળી સારી,
નવપલ્લવ-કુથી ભરી સુપુષ્પ પથારી,
તકિયો ચંપકની લતા તણો શુભકારી,
ત્યાં સિંહાસન હું કરૂં અચલપદ ધારી. ૩
ઘટ ભવ્ય વૃક્ષની ઘટા છટાથી રૂહેછે,
મુજઉપર દિવસ ને રાત છત્ર ધરી રૂહે છે,
મૃદુ પુષ્પ સ્વાદુ ફળ દઈ મને રીઝવેછે,
ક્ષણક્ષણ ચાલવતાં હાથ વારણાં લેછે. ૪
કોકિલ મેના પોપટી ચમર ધારે છે,
“કિલકિલ” બોલી કલ્લોલ લોલ લલકે છે,
પારાવત રસિલાં સર્વ હજૂરી બને છે,
મુજ અમલ કેફથી મત્ત નિરંતર રૂહે છે. ૫
મુજ છડીદાર છે સિંહ વિજય પોકારે,
પ્રતિહાર વ્યાઘ્ર બની રહે જાગતા દ્વારે,
મદમસ્ત હસ્તિના નિવહ નિરર્ગલ રમતા,
મુજ રક્ષા કાજે ગરુડ રહે છે ભમતા. ૬

મુજ પરમહંસની પાસ હંસ બહુ નાચે,
જૂદાં જળ દૂધને કરી "પરમ"પદ જાચે,
ત્રણ સંધ્યાસમયે સદા દીર્ઘ લઘુ પક્ષી,
સંકીર્તન મધુરૂં ગાય મને આલક્ષી. ૭
હદ તાંડવ કરતા મોર શોર મૃદુ માંડે,
શંકરનુ કરતા હાસ્ય વિષયરસ છાંડે,
કસ્તૂરીમૃગ મુજ દૂત વેગથી પૂરા,
મુજ રાજ્યતણી શુભવાસ પ્રસારે શૂરા. ૮
નિર્મળ જળથી ભરપૂર સરોવર ભારે,
ત્યાં અમલવદન પદ્મિણી નયન બહુ મારે,
પણ સલજ્જ સ્થાને રહી લળેછે લાડે,
'જગકુટ્ટણીઓ છે વર્જ્ય' એમ દેખાડે. ૯
વળી શીતલ મંદ સુગંધ સમીર વહેછે,
પંખો મુજઉપર કરી અદ્રષ્ટ રહે છે.
નિર્ઝર ઝર ઝર ઝર ઝરી મને સેવે છે,
શીતળ ને સ્વાદુ શુદ્ધ સલીલ ધરે છે. ૧૦
સુંદર અંબરને ધરી રકત વિચરે છે,
શશિ સૂર્ય અહોનિશ મને મશાલ ધરે છે.
રજનીમાં ચાંદીતણુ હેમનુ દ્દહાડે,
મુજ કાજ બીછાનુ કરી પ્રહર્ષ પમાડે. ૧૧
મુજ કોષાધિપ ઋતુદેવ વિવેકી શાણો,
નવનવ આપે ફળ ધાન્ય ગૃહે નહિ દાણો,
મુજ ઇચ્છા પૂરી કરે સમયને સાધે,
સૈનિકો દ્વાદશમાસ મને આરાધે. ૧૨
શંકર જાણી અભિષેક કરે ચોમાસે,
શતરંજીથી સુર ભરે ધરા ઉલ્લાસે,
મુજ રાજ્ય તપે ત્યમ તપે ઉનાળો ભાવે,
તપ-પ્રતાપ મ્હારો પ્રચંડ-તર બતલાવે. ૧૩
શીયાળો સેવા કરી શાન્તિ વરસાવે,
કરવાની શીતળ ચિત્ત, રીત સમજાવે,
મુજ સેવા સરવે કરે શક્તિ અનુસારે,
હું રાજ્ય ભોગવું અખંડ પ્રૌઢ કરારે. ૧૪

છે જગકર્ત્તાનો એક આશરો મ્હારે,
તો વેર ક્રેર તકરાર મળે ન લગારે.
રહી અષ્ટસિદ્ધિ નવનીધિ બની મુજ દાસી,
હું અનન્ય હરિનો ભક્ત રહ્યો વનવાસી. ૧૫

## વ્યર્થજીવિત.

( ગોરસ લઇને ગોપિકા મહિ વેચવા ચાલી. એ રાગ. )

### શૈશવ.

ભાનુ પ્રથમ નિરંખ્યા પછી નહિ ભાન લગારે,
વૃત્તિ પરાધિન સર્વ છે નહિ શબ્દ ઉચારે,
હાસ્ય રૂદન સરખું ગણે નહિ ભેદ જણાતો,
ભવસાગરમાં મત્સ્યસમ જન જાય તણાતો. ૧
યૌવન ફેડીને માતનું પછી શોણિત પીતો,
મૂત્ર અને મળમાં રમે રજથી પણ બ્હીતો,
તરફોડા મસ મારતો નહિ જોર જરાએ,
દુઃખ પડે પણ અંગનું નહિ દુઃખ કહ્લાએ. ૨
પુત્ર થયો ધરસત્રને લાંબું કરવાને,
પાપ અને તુજ ભારથી ધરતી ભરવાને,
સ્મરણ થયું નહિ ઇશનું નહિ અક્કલ સારે,
રહેતો ભજી અન્નપૂરણા નિજરૂપ વિસારે. ૩
કૂપતણો મંડુક તું હતભાગ્ય અજાણ્યો,
માતતણા સ્તનમાં ગણે આધાર બધાનો,
શૈશવ એમ વહી ગયું ભુલ્યો આદિ અનાદિ,
વિસ્મૃતિનુ ધન મેળવી શિખ્યો છોકરવાદી. ૪

### બાલ્ય.

જમતાં વિરમતાં ને ખેલતાં હઠ આકરી માંડે,
ધાર્યું કરાવા નાચતો રડતાં રઢ માંડે,
માયાની છાયામાં છૂપતાં વધતી બહુ કાયા,
ભાઈને ભગિનીની ગોષ્ટિમાં વિસર્યો જગરાયા. ૧
અક્ષર થઇને મૂરખા હવે અક્ષર શીખે !
મિથ્યા વલોવે વારિને સૂમને જઈ ભીખે,

માંડે સરસ્વતી દેવીનુ તું ઉપાસન ભારે,
સાત સાંધી તેર તોડતો ન વિચાર લગારે. ૨

ગ્રંથ પઢયો પણ કાળજે બંધાય છે ગ્રંથી,
દિશ ચ્હડી ગઇ છે તને પથ ભુલ્યો કુપંથી,
ઉજ્જ્વલ એટલું દૂધ છે મન માની ફસાયો,
પકડ્યો છે મો'ટે સાંણસે મદમાં સપડાયો. ૩

ઉચ્છૃંખલતાની નદી એને તાણે તણાયો,
મૂરખ મસ્ત બની રહે ત્હારો ઘાટ ઘડાયો,
ખૂબ ભણ્યો પણ ના ગણ્યો બન્યો શુકશો જ્ઞાની,
એક વિના શત શૂન્યથી ઉપજે બહુ હાની. ૪

## યૌવન.

યૌવનતુ વન જોઇને આવ્યો મસ્તિમાં હસ્તી,
મનમાન્યું કરવા મથે ધરી જીંદગી સસ્તી,
કામની આડે જામમાં રટના તને લાગી,
મૃગજળ આશાનાં જુવે ત્હારી તરશ ન ભાગી. ૧

તૃષ્ણા હથેલીમાં પંખીને નચવે ત્યમ નાચે,
નારીના વક્રકટાક્ષથી ઘાયલ થઇ રાચે,
જુઠ પ્રપંચના પુષ્પથી કરી લક્ષ્મીની સેવા,
ભવભયભંજકની નહિ રાખે લેવા કે દેવા. ૨

ભવસાગરની મોજડી ત્હારૂ જીવિત તાણે,
મત્સ્યસમાં વ્હાલાં સગાં તને ભક્ષ્ય પ્રમાણે,
ભેદ પડયો તુજ બુદ્ધિમાં સાચુ માનેછે શાણુ,
ફેર ચ્હડયો ત્હારી આંખમાં સહુ ફરતુ જણાણુ. ૩

ઘોર અરણ્ય સુઝે નહિ ત્હારા પથમાં જણાતુ,
આંખ ઉઘાડી જો જરા આયુષ્ય હણાતુ,
ગર્વમાં ધર્મ લહે નહિ રહ્યો કાલ-ચવાણો,
પ્રભુ ચિંતામણિને તજી સાહ્યો છે જગ-પ્હાણો. ૪

## વૃદ્ધા.

વૃદ્ધામાં ચિંતાએ આંતર્યો કાળે દાંતને તોડ્યા,
રોગોએ અંગપ્રહારથી સ્નાયુબંધ વછોડ્યા,

છોડી નહિ પણ લાલસા વગધાં બહુ મારે,
વાત કરે બહુ ડાહ્યલી નહિ કો ગણકારે. ૧
પૂજા ધરાની તું કરે સેવે મહાકાળી,
ભૂલી ગયો પરબ્રહ્મને વાસના નહિ ટાળી,
પુત્ર કલત્ર ને પૌત્રના હિતકાજ યતે છે,
પાપનો જાપ જપી રહ્યો "મ્હારૂં મ્હારૂં" કહેછે. ૨
ચોટ ચલાવે છે કોઠ શું હવે ઓટ જણાએ,
મેળવતાં સરવાઈયુ ખરી ખોટ કળાએ,
જંપ નથી પળવારનો પણ કામ અધૂરૂં,
કલ્પિત વ્હાલાંને કારણે કરે અંતર ખુરૂં. ૩
"પાછળનાની શી વલ્હે થશે" એમ વિચારે,
આવી બન્યું છે તાહરૂં તેનો શોક ન ધારે,
જન્મને આરેથી નીકળી આવ્યો મૃત્યુકિનારે,
શિરપર પાપના પુંજનો ભર્યો ભારો તેં ભારે. ૪

## અવસાન.

મૃત્યુનો સોટો વાગતાં ખરી હેબક ખાધી,
કોલી ખાવા તને આવી જો આધિ વ્યાધિ ઉપાધિ,
જન્મના સાથી દેહને પડે છોડવો ત્હારે,
અગતા કાળના ચક્રમાં ચગદાવાનુ ત્હારે. ૧
ઘોર વેરાનમાં એકલાં ફરવુ ચિરકાળ,
તમસ તમસ નજરે પડે બળે છાતીમાં ઝાળ,
દેવી ઉપાસી તેં બહુ એક કામ ન આવી,
કર્મ ત્હારાં તને ખાય છે નાખે તેલમાં તાવી. ૨
શોક હવે શા કામનો આવ્યુ હાથે તે સાથે,
પોક મુકેછે શું હવે મુકી હાથ બે માથે,
માન્યા નહિ જગદીશને વિષ જાણીને પીધું.
કરવાનુ તે ના કર્યું ના કરવાનુ કીધું. ૩
સંસૃતિ–ગરણી ધારતી પડ રાગ ને દ્વેષ,
વ્યક્ત સમયમાં તે તને આપે ભોજન એશ,

તેજ હવે દળે જો તને કાળ નાખેછે ચાળી,
નારાયણનો લે હજી આશ્રય મન ઝાલી. ૪

### પદ.

સાધ્ય થશે જગદીશ, પતિતને, સાધ્ય થશે જગદીશ.
જ્ઞાનસુધાજળ પીશ, પતિતને, ટેક.
હૃદયકમલને અમલ કરી જો, લેશ ન રાખે રીસ. પતિતને, ૧
પુત્ર વિત્ત ને લોક ઈષણા, નાગણ જાણી તજીશ. પતિતને, ૨
ક્ષણભંગુર પણ જાળાંવાળી, સંસૃતિ સરિત તરીશ. પતિતને, ૩
ગાંઠ પડીછે ત્રિગુણની ઘટ, જ્યારે તે છોડીશ. પતિતને, ૪
સંગરંગના ડાઘ બેઠેલા, ધોઈ શુદ્ધ બનીશ. પતિતને, ૫
ધર્મ કર્મ, નિઃસ્વાર્થ ધરીને, શ્રદ્ધા સાથ કરીશ. પતિતને, ૬
શમદમાદિક સંપત્તિથી, મન ભંડાર ભરીશ. પતિતને, ૭
નિશ્ચલ ધીથી ધ્યાને ધરજે, આત્મરૂપ દિનનિશ. પતિતને, ૮

---

## સંસાર.

### પદ ૧.

સ્વપ્નતણો સંસાર, જીવડા, સ્વપ્નતણો સંસાર,
કરને લગાર વિચાર. જીવડા. ટેક.
ક્યાંથી આવ્યો ક્યાં જાવાનો, તેનો કર નિરધાર. જીવડા. ૧
કોણ માત ને કોણ તાત તુજ, કોણ સહોદર નાર. જીવડા. ૨
કઈ કઈ જાતમાં જનમ ધરીઆ, મુવો તું કેટલી વાર. જીવડા. ૩
રાગ દ્વેષની ઘંટીમાં તું, થયો દળાઈ ખ્વાર. જીવડા. ૪
મૃગજળમાં લોભાયો શાને, છીપે તૃષા ન લગાર. જીવડા. ૫
સાપસુફ પણ લોષ્ટની મૂરતી, તેમાં કર્યો શું પ્યાર? જીવડા. ૬
આજ જણાય ને કાલ જવાનું, તેનો પડે કયમ ભાર? જીવડા. ૭
"મ્હારૂં ત્હારૂં" મુક ને પ્રાણી, જ્યાં છે સર્વ અસાર. જીવડા. ૮

### ૨

કર રૂડો સંગાથ, મનડા, કર રૂડો સંગાથ,
ભજી લે જગનો નાથ. મનડા૦ ટેક.
કાળતણા અગ્નિરથ મધ્યે, બેઠાં જન બહુ ભાત. મનડા૦ ૧

નિર્મિત સ્થલમાં સર્વ ઉતરશે, લેઈ મરણુની ઘાત. મનડાં૦ ૨
ધામ ધરા ધન મનન કરતો, રાખ ન આવી સાથ. મનડાં૦ ૩
મ્હારૂં ત્હારૂં પણુ મુકી જાશે જાશો ઉઘાડે હાથ. મનડાં૦ ૪
એક દિવસ જાવાનુ જાણી, મ્હોટી ભીડે શું બાથ? મનડાં૦ ૫
બધું જશે ને કેવલ રૂહેશે, સારી નરસી ગાથ. મનડાં૦ ૬

## અસારતા.

(મને અંગો અંગ લાગી છે લ્હાય. કાળજ કોઈ કાપેરે. એ રાગ.)

મને સુપને ન ગમે રે સંસાર, મરણુ શિર ગાજેરે,
મને સર્વ લાગેછે અસાર,' મરણુ શિર ગાજેરે. ટેક.
દિવસ ઉગ્યો અને રાત પડી એમ, ચ્હડિયો છે ચક્રનો ફેર,
પાપકરમની માલિકા કેરો, આવ્યો નહિ કદી મેર. મરણુ૦ ૧
લઘુજનને ઠગવા ભભકાથી, જૂઠથી ઠગવા સમાન,
મિષ્ટવચનથી વ્હાલાંને ઠગવાં, "હાજી હા" એ મહાન. મરણુ ૨
પાપી પેટને કારણે રે, જાચવા કૃપણુ ને નીચ,
નિર્મલ જળ હરિસ્મરણુ તજીને, સેવવો જગતનો કીચ. મરણુ૦ ૩
હરખ શોકની પાંખોની ઉપર, ચ્હડીને જોવાનુ વેરાન,
ક્ષુદ્ર ક્ષણિક ચલ લક્ષ્મી ત્રિયાનુ, ધરવું અનાદૃત ધ્યાન. મરણુ૦ ૪
પુત્ર પ્રિયાની પ્રીતિની જાલમાં, લપટાવાનુ દિનરાત.
મૃગજળમાં બહુ મોહિત થઈને, ભૂલવી પ્રભુની વાત. મરણુ૦ ૫
અંતઃકરણુરૂપી યમ જ્યારે, દેછે કુકર્મનો દંડ,
હાથ ન આડો કોઈએ ધરશે, માર પડે જ્યાં પ્રચંડ. મરણુ૦ ૬
આ જગનાં સહુ સુખ નથી પણુ, સુખના કલ્પિત ભાસ,
મુકી જવાનુ છે મંદીર ને વપુ, નૌતમ નાર વિલાસ. મરણુ૦ ૭
તત્ત્વનુ તત્ત્વ ને સારનો સાર તે, પૂરણુ સચ્ચિદાનંદ,
ચિત્ત નિરંતર તેમાં ઠરાવો ને, છોડીને ભવના ફંદ. મરણુ૦ ૮

## સ્વાર્થી જગત્.

( શરણુ પડયો છું રે શ્રીહરી. એ રાગ. )

૧

જગત્ જણુાએ રે ભૂખડી, સહુને સ્વારથનો છે નેહ,
કહેવા માત્ર બધાં વ્હાલાં સગાં, સરવે દેવાનાં છે છેહ. જગત્ ટેક.

કોઈ "બાપા" ને "બેટા" થાયછે, કોઈ તો "કાકા" "મામા" થાય,
"ભ્રાતા" "ભગિની" "નારી" બને, સહુને પૈશાની છે લ્હાય. જગત.૧
કોઈ કોઈ મિત્ર બની સાથે ફરે, કોઈ આશ્રિતનો રાખે ડોળ,
વળી કોઈ બારે હિતકારી બને, સમયે કોઈ ન ઘોળે ઘોળ. જગત. ૨
જગમાં સાચો સાથી ના મળે, જ્યારે આવે આપતકાળ,
ચિંતા દેખાડેછે બહુ, કોને પેટ વિશે નહિ ફાળ. જગત. ૩
એક દિન મરવા ટાણુ આવશે, સહુ તવ કહે સંભારો "રામ"
જમસમ ઘરમાં સરવે મ્હાલશે, જ્યાં ત્યાં ખેંચી લેવા દામ. જગત. ૪
તગ તગ આંખતણા ડોળા થશે, જ્યારે શ્વાસોચ્છ્વાસ રૂંધાય,
દુષ્કૃતિ સામી આવી પીડશે, તેમાં બીજાનુ શું જાય ? જગત. ૫
ટીપે ટીપે પાણી ટેવશે, કંઠે પડશે તોપણ સોસ,
ત્યારે મુકશે આશા સર્વકો, દેશે રોગ વિધિને દોષ. જગત. ૬
મરતા વિણ ચલાવા કારણે, કરશે છાતી ઉપર વાત,
વીંટી વાલતણી કહાડી લઈ, કરશે ઓડી રોડી જાત. જગત. ૭
દશ દિન રડવાના વિવેકથી, પરવારીને ભૂલે લોક,
મૃતની વાર્ત્તા હસતાં કહાડશે, પડશે વિસ્મૃતિમાં સહુ શોક. જગત.૮

૨

સાચા સ્નેહી રે સંત છે, જેને સ્રીધનનો નહિ સ્વાર્થ,
ધરતી કીર્ત્તિને ત્યાગતાં, જેણે સિદ્ધ કર્યો પરમાર્થ. સાચા. ટેક.
જેને જ્ઞાનતણો શૃંગાર છે, લેછે દેછે બ્રહ્માનંદ,
જેને રાગ દ્વેષ લેશે નહિ, છોડાવે જે ભવના ફંદ. સાચા. ૧
સદ્ગુણ શિખવે ને સુખ દે, વળી તે પાપતણા છે કાળ,
ક્ષણના જીવિતને સાર્થક કરે, આવે સાચવવા અંતકાળ. સાચા. ૨
એવા સ્નેહીને ના ગણી, રાખે ક્ષણિક ઉપર શી પ્રીત ?
નિજ વેરીને વ્હાલા શું ગણે ? દર્શન થાય ખરે વિપરીત. સાચા. ૩
ત્હારા ધનમાં સહુનો ભાગ છે, નહિ લે પાપતણો કો ભાગ,
કપટ દગાથી પૈસો મેળવે, તેથી સગાં ધરે છે રાગ. સાચા. ૪
શ્રેલો ભક્ત દરિદ્રી જો થયો, કરશે પ્યારી તે પણ વેર,
માતા પિતાને ભ્રાતા તજે, જનને શ્મશાનના ઘટ પેર. સાચા. ૫
બોલાવે "બાપા" "ભાઇ" કહી, જોઈ કાયા માયાના વેશ,
પણ રોગે જો તેમાં ઘર કર્યું, પાસ ન આવે કોઈ લેશ. સાચા. ૬

માટે મનનો વેગ દબાવીને, ઉરમાં ક્ષણભર કર વિચાર,
લખચોરાશીમાં કોઈ નથી, જેનો તુજપર સાચો પ્યાર. સાચા. ૭
દુર્લભ આવ્યો છે આ સમો, તેમાં સફળ કરી જીવિત,
હરિને હરિજનમાં કર પ્રીતડી, એછે સાચુ ભવિષ્યનુ વિત્ત. સાચા. ૮

---

# મોહિની મુમુક્ષુસંવાદ.

૧

**(ઉદ્ધવજી સંદેશો કહેજો શ્યામને.)**

વ્હાલાજી આમ નમેરા શું થયા,
વ્હાલીનાં ગણકારો શેં નહિ વેણ જો,
રાતદિવસ કહો કામ કામ ને કામ શું?
પ્યારીસામે ફરકારો નહિ નેણ જો. વ્હાલાજી. ટેક.
ખાવા કે પીવાનુ પ્રભુ ભૂલી ગયા,
કરતા સુંદર દેહતણું ન જતન જો,
છેક મનસ્વી થઈને શું સુખિયા થયા,
ઘર આંગણુમાં સેવો શાને વન જો? વ્હાલાજી. ૧
ગુંચાયા ચિંતાસાપણની ચૂડમાં,
આવી પડી છે એવી શી શિર નાથ જો?
મુજસરખી જોબનવંતી મદમાં ઝૂલે,
તોએ ખોળો અન્યપુરૂષના સાથ જો. વ્હાલાજી. ૨
પરઉપકૃતિનુ પુણ્ય ગણ્યું મ્હોટું ખરૂં,
તો પણ એ સહુ જાત પછીની વાત જો,
વિદ્યામાં પૂર્ણાનંદ કહ્યો છે ભલે,
રાખે એને પ્રેમાનંદ પછાત જો. વ્હાલાજી. ૩.
પરકન્યાને પરણી લાવ્યા હાંસથી,
અબળાને ઝૂરવતાં બેસે પાપ જો,
આશ્રિતનુ પાલન એ મ્હોટો ધર્મ છે,
ડાહ્યા થઈને ભૂલો છો કયમ આપ જો? વ્હાલાજી. ૪
ત્રિજો કયમ પુરૂષારથ ક્ષણ સાધો નહિ,
જોઈએ તેવું મળિયું તોએ કંત જો?

વણુ પાયાનુ ચણુતર સરવે જાણુજો,
રાગવિના વૈરાગ્ય થવાની ખંત જો. વ્હાલાજી. ૫
રૂહો પતિ એવું ભારે શું વહી જાય છે,
બે ઘડી ઘરમાં હસીને કરતાં વાત જો ?
સુસ્થ રહેશે એથી પ્રકૃતિ આપની,
કરતો અટકે કામ ઘણા ઉતપાત જો. વ્હાલાજી. ૬
ઉગ્ર મટીને સૌમ્ય થશો મુજ સંગથી,
વધતો જાશે જનમંડળમાં પ્રેમ જો,
બમણાં થાશે ધૈર્ય દયા ને દક્ષતા,
ઉકેલાશે ગુંચવણીના વ્હેમ જો. વ્હાલાજી. ૭
કર્ત્તાએ નારીને અમથી ના રચી,
લેવાના છે તેમાંથી બહુ સાર જો,
વિરતિ વનિતા કરીને જોગી છો રહે,
પણ નારીવિણ છે સંસાર અસાર જો. વ્હાલાજી. ૮
તે માટે રસિક બનો માલી તમે,
ખીલ્યો છે આ જોબનિયાનો બાગ જો,
વિદ્યા ને રતિની પ્રીતિ કરાવીઘો,
ઘડીઘડી આવો ક્યાંથી આવે લાગ જો ? વ્હાલાજી. ૯

૨

વિચારી કામ કરૂં હું માનિની,
ત્હારૂ માન્યે મ્હારૂ હિત શું થાય જો ?
ત્હારે ને મ્હારે કહે શો સંબંધ છે ?
માની લીધું એ નહિ સત્ય મનાય જો. વિચારી. ટેક.
કાળતણી આ નૌતમ નાટકશાળમાં,
સૂત્રધાર નચવે છે માનવપાત્ર જો,
તેમાં કહે સ્નેહ સગાઈ ક્યાં રહી ?
જોડાયાં જ્યાં જળબુદ્‌બુદશાં ગાત્ર જો. વિચારી. ૧
ત્હારા જેવી લાખ પ્રિયા મ્હારે થઈ,
મ્હારા જેવા લાખ કર્યાં તેં નાથ જો,
વિષયાનંદે પણ સંતોષ ધર્યો નથી,
પીવા પડશે મૃત્યુકેરા ક્વાથ જો. વિચારી. ૨

ખાધાં પીધાં દેહ ઘણો મેં સાચવ્યો,
અંતે છાતી ઉપર રહી પણ આગ જો,
તુજસરખી પણ કામ જરા આવી નહિ,
કામ ન આવ્યો ત્હારો જોબન બાગ જો. વિચારી. ૩

જાત મહા કારાગૃહ લાગે છે મને,
ભ્રષ્ટ કરે એ કેવળ કષ્ટનુ સ્થાન જો,
તેને ત્રણુ પુરૂષારથ લેશ ઘટે નહિ,
મુજને કેવળ મોક્ષતણું છે તાન જો. વિચારી. ૪

નારીને વિચારી શ્રીપ્રભુએ રચી,
થાવા પતિને મોક્ષ-સાધને સ્હાય જો,
તેણે તો કામ ભજી માયા સજી,
સાધ્યા પતિપત્નીના પતન ઉપાય જો. વિચારી. ૫

વિદ્યામાં પૂર્ણાનંદ ખીલી રહ્યો,
જ્ઞાનપ્રદીપે દગ્ધ થાય સહુ પાપ જો,
સ્નેહ કર્યો જન્મોજન્મતણા સાથીનો,
અસર કરેશી ત્હારા સ્નિગ્ધ પ્રલાપ જો. વિચારી. ૬

સદ્‌ગુરૂથી સાધનસંપત્તિ મેળવી,
ત્હારા સંગે વધતુ ત્યાં શું થાય જો?
તું ત્હારૂ સાચવશે તો તે છે બહુ,
સ્વારથમાટે સમજુને શું વ્હાય જો? વિચારી. ૭

પ્હેલેથી રસિક બન્યો પરબ્રહ્મમાં,
પરપોતાનુ માન્યે હાવે કલેશ જો,
નિત્ય રમુ સૃષ્ટિલીલાના બાગમાં,
નહિ લાગે ત માટે તુજ ઉપદેશ જો. વિચારી. ૮

સમજીને પ્રીતિ કરો પરમેશની,
દુઃખ ભરેલો આ સંસાર અસાર જો,
હરખ શોકનો ત્યાગ કરીને સુંદરી,
સફલ કરીને જીવિત ઉતરો પાર જો. વિચારી. ૯

# માયાયુદ્ધ.

## રોળાવૃત્ત.

મનુષ્યનો અવતાર વારવારે નહિ આવે,
વૃથા કરો જન જન્મ દુઃખ વેઠોછો ભાવે,
કરવાનુ જે કામ થઈ કાયર ચૂકોછો,
અફલ થતાં જીવિત દોષ બીજાને ધો છો. ૧
અંતર સેનાનાથ, બનો જન યોદ્ધા શૂરા,
માયા સબળા સાથ યુદ્ધ ગમ્મતમાં પૂરા,
સેનાપતિ છે કામ લોભ કોષાધિપ એને,
ક્રોધ મંત્રી છે દુષ્ટ દયાનો લેશ ન જેને. ૨
રણસ્થાનક છે મોહ તમસ મસ વ્યાપી રૂહે છે,
વાત્યાનો ધરી વેગ મનોરથ ત્યાં દોડે છે,
મદ મત્સર અભિમાન સુભટ રણજંગ મચાવે,
અસત્ વસ્તુનુ સૈન્ય યુક્તિથી બહુ બીરદાવે. ૩
દશ ઈંદ્રિયના દેવ કરી લીધા પોતાના,
ઇચ્છિત મળતાં થાય નીચ કુત્સિત બીજાના,
લલચાવેછે તને મુઢ, ફળ મીષ્ટ બતાવી,
વાનરથી, નર, નીચ થતો ના ધી પલટાવી. ૪
વામ કામ ધરી હામ દશે ઇંદ્રિયને પ્રેરે,
મારી છાની છાપ તને તે પળમાં ઘેરે,
મૂષિકનુ લઈ રૂપ તને ડંખે ને ફુંકે,
ડંખે ત્હારૂ સત્ત્વ રખે બેભાને ચૂકે, ૫
રસના ચક્ષુ કર્ણ મર્ણ તુજ પ્હેલુ સાધે,
હેડંબાસુત જેમ કૃષ્ણનુ મૃત્યુ સોધે,
સ્પર્શ ભરીને ભાર ઉંડે ખાડે ઉતારે,
અવર ઇંદ્રિયો લાગ જોઈને તુજને શારે. ૬
હરવે, બાંધે, તને, શસ્ત્ર ત્હારાં મુકાવે,
શક્તિહીન જવ થાય દયા ત્યારે બતલાવે,
કોપ દયા શસ્ત્રથી વિજય ઔદાર્ય જણાવે,
કાપી લે છે નાક પછી મૂકુટ પ્હેરાવે. ૭

જીવ્યું થાશે વ્યર્થ રાંડને હાથે હાર્યો,
ખોઇશ સર્વે અર્થ ગયો જો પાપે માર્યો,
ચેત ચેત થા ચતુર સજ્જ ને સ્વસ્થ રહેજે,
આજ્ઞા સેનાસનાથ તણી અંતરમાં ધરજે. ૮
લઈ ધૈર્યની ઢાલ શસ્ત્ર વિદ્યાનુ ધારી,
સદ્ગુણ બકતર સજી શાન્તિની શુદ્ધ કટારી,
સંયમનો કરી દુર્ગ શત્રુને રોકી દેજે,
લઈ બુદ્ધિ દુરબીન અરિબલ માપી લેજે. ૯
જ્ઞાન અને વિજ્ઞાન બનાવી ગોલંદાજી,
ચલવ આગની તોપ રહે દુષ્મનપર ગાજી,
પાડીને ભંગાણુ ધાણુ પાપીનો કુહાડી,
કરવું એવું યુદ્ધ એક જીવે ન અનાડી. ૧૦
ધરી ટેક થઈ એક નેક પણ પૂરો રાખી,
નિર્મલતાને ગૃહી મોક્ષનુ ફલ રૂહે ચાખી,
મુક્તિ વિજયધ્વજ ધરી તજી રણુ જંગ નઠારો,
અંતરપુરમાં જજે થજે પરમેશ્વરપ્યારો. ૧૧
તેજતણા અંબાર છુટે આનંદ ઉવારા,
શિષ્ટ મીષ્ટને ઈષ્ટ મળે મેવા જ્યાં સારા,
સતત એકરસ રહે વહે નહિ જ્યાં ઉપાધિ,
એવું ધામ નિજ કરી રહે જગનાયક રાધી. ૧૨
નિર્વિકલ્પ જ્યાં થાય સતત સુખકાર સમાધિ,
ચિન્મય મૂરતિ સાથ રહે આત્માને સાંધી,
જ્ઞાતૃ જ્ઞેય ને જ્ઞાન અભેદે સર્વે રહેશે,
મિથ્યા માયાતણુ નામ કે ઠામ ન રહેશે. ૧૩
કહેવાનુ છે સ્હેલ કરવુ મુષ્કેલ પ્રમાણો,
વાત કર્યાથી નહિ સ્વાદ વસ્તુનો જાણો,
પકવાનોની કથા કરો કદિ વારે વારે,
પેટપૂર્તિ નહિ થાય વિના ભોજન પળવારે. ૧૪
દૃઢનિશ્ચય વિશ્વાસ ધરી મનમાં તે માટે,
આલસ છાંડી કરો યુદ્ધ ઉત્કટ શિરસાટે,
અધવચ પાછા હઠયે અધોગતિ કર્મે ચાંટી,
કાયર થાશો પંઢ નહિ મ્હેરી કે માંટી. ૧૫

---

## સ્રગ્ધરા.

માયા છાયા તથાપિ અઘટિત ઘટના ભ્રૂવિલાસે રચે છે,
ખેંચી કલ્યાણુ લેવા કળ છળ બળથી નિત્ય યુદ્ધે મચે છે,
ડાહ્યા શૂરા સુધીરા મુનિ ગુણિજનને ચોટ મારી ચળાવે,
માટે ચેતી સદાએ સુમતિ દૃઢ કરી સેવજે ઇષ્ટ ભાવે. ૧
કૈવલ્યામુક્તિ ઉચ્ચી સુલભ ફલ નથી અલ્પકાલીય આયુ,
નિદ્રા આલસ્ય શસ્ત્રે ત્રિગુણરહિત ધી વર્ત અર્ધું કપાયું,
આકર્ષી અષ્ટસિદ્ધિ નવનિધિ મનવાને અધઃસ્થાન તાણે
માટે અભ્યાસ રાખી સુપથ અનુસરી મોક્ષ સા'જે પરાણે. ૨

---

## સત્સંગ.

### હોરી

આજ ખેલો સુસંગની હોરી. ટેક.
જ્ઞાનની ગાગર પૂર્ણ ભરીને, ભેખ વિરાગની ઝોરી,
જગતપ્રીતિનુ અબીર સુગંધિત માયા હઠાવો નજોરી,
છોડો હવે ચિત્તચકોરી. આજ ખેલો ૧
યારી નહારી કુનારીની તોડી, પ્રીતિ પ્રભુપર જોડી,
જગત છે મિથ્યા એમ સમજતાં, ઘો જગ આસન છોડી,
ચિત્ત રહો ધર્મમાં જોડી. આજ ખેલો. ૨
જન્મમરણુની માલિકા મોટી, લાંબી જણાય છે દોરી,
પાર ન આવે એ ઘટનાનો, તોડો કરી શિરજોરી,
વાસનાને ઘો સહુ બોળી, આજ ખેલો. ૩
આ જગમાં સહુ સ્વારથ સાથી, પુત્ર પ્રિયા ને કિશોરી,
નિર્મલ થઈ હરિસ્મરણુ કરો તમે, જીવન–દોરી છે થોડી,
મુકો સહુ માનની તોરી. આજ ખેલો. ૪

---

## પ્રાચી સૂર્ય.

( દ્રુતવિલંબિત ).

શરીર કોમળ સુંદર સુદરી, મદન જ્વાલજ ધૂમથકી ભરી,
પતિગાર્ત પ્રતિ દૃષ્ટિ રવિ–પ્રિયા, કરી રહે વિરહે વિનતા ત્રિયા. ૧

વદન દર્શનયોગ્ય જણાય છે, શિરસ ઉપર અંબર છાય છે,
વિપુલ વક્ષસ ચિત્ત-રસે ભીનું, જઘન છે ધન છેલછબીલીનુ. ૨
રસિક વલ્લભને સ્મૃતિ આપવા, નિજ સમીપ ત્વરા કરી આવવા,
રસિકડી ભણતી વિનયાન્વિત, મધુર નૂપુરનુ પૂરવી ગીત. ૩
મધુર કોકિલ સ્વાગત આપતી, વનલતા શ્રમ સઘ શમાવતી,
જળસ્થલી ધરતી જળના ક'રા, સુનયના નયના ઝરતી ઝરા. ૪
સ્તવન વાચક શૂક રહ્યા ભણી, તદપિ દૃષ્ટિ ધરે રમણી ભણી,
મરમમાં ભણતી સ્મરકારિકા, સુહૃદ હારદ હારિણી સારિકા. ૫
રસિક પંઢ મયૂર કલા કરે, ભ્રમર ચામર ચાહ ધરી કરે,
નૃપસુતાસમ મત્ત બની ઠરે, વપૂ વસંત સુપુષ્પ થકી ભરે. ૬
સ્તુતિ થકી ઉદયાચળ આવશે, મિહિર એમ ગણી કરૂણારસે,
સકલ જામિની મંથર ગામિની, કરગરે મગરે મનમાનિની. ૭
કર સહસ્ર પ્રચંડ પ્રસારતો, વદન દીપ્તિ થકી ભભકાવતો,
મિહિર જો તિમિરેભ શમાવતો, અપટ એ પટ એકજ પ્હેરતો. ૮
ચમન માન ધરે હિતને સદા, અહિતને પણ દે નહિ આપદા,
સફલ ચક્ષુ હિતાહિતનાં કરે, સુકુલ-દૂકુલ દૂષિત ના કરે. ૯
નવિન રંગ રહે તનમાં ખીલી, વદન આગળ શ્યામળ વાદળી,
નવવધૂ સહ પિષ્ટક ચોળતો, ઉપરણી પરણી વર ઓઢતો. ૧૦
કરી નિશાબદલે રતિની નિશા, ભુજ ભરી મળતાં પૂરવી દિશા,
પ્રણયપાઠ ભણે નભ કેસરી, ગમનમાં મન માંજ ગણે નહિ. ૧૧
યુવતિ યૌવનના મદમાં ભરી, હરવવા પતિને પણ આદરી,
અતુલ ચાટુ જળે નથી ભીંજતી, વર વરી નવરી નવ રીઝતી. ૧૨
તવ હઝાર કરે વહુ આંતરી, સુદૃઢ સ્પર્શથી રાગ રગે ભરી,
હૃદય ઉપર તાંડવ જો કરે, રમણ કામણ કારમુ આદરે. ૧૩
ધુતિમતી પરિરંભણથી દમે, ધમણ અંતરમાં સ્મરની ધમે,
સુરત કાળ પ્રભાત ગણે રવિ, રજની જ્યાં રજ નીતરતી હવી. ૧૪
ગૃહ મનોહર પૂર્વ ગણાય છે, અવર સર્વ અપૂર્વ જણાયછે,
નરમ, ભીષ્મ તથાપિ તને મને, વિરલ વીર-લલામ વધૂ કને. ૧૫

---

## ઉષા સૂર્ય.

(દ્રુતવિલંબિત).

શયન આલસને ઝટ છોડતી, નવ અલંકૃતિથી બહુ શોભતી,
મૃદુ કરે જનમાત્ર જગાડતી, પ્રવિણ બીન નવીન વગાડતી, ૧

વિતનુ–સર્પનુ ઝેર ઉતારતી, સુતનુ સર્પ-સુકેશ વળાવતી,
વદનથી હસતી બહુ ગર્વમાં, લટકતી ટકતી પણ પૂર્વમાં, ૨
વિજયશ્રી થઇને રવિ રાયની, ન દરકાર કરે પર સ્હાયની,
રમણુ રક્ત ઉષા નભમાં ભમે, ચમકતી છકતી છબિલી રમે. ૩
પ્રથમ સ્વચ્છ નિલાંબરને કરે, પછી વિદર્ભસુતા સમ આચરે,
સજતી એક ઘડી પતિના વિના, વસન એક ન એ કમલાનના. ૪
વદન રક્ત કરી પતિ આવતો, નયન અંબુજને પણ ખોલતો,
નિરખતાં હસતી ધપતી કને, ઘતિમતી નમતી નભનાથને. ૫
રમણુને નિજ અંગ બતાવતી, મદનતાપ અમાપ જમાવતી,
કર ગ્રહી નખરાં નવલાં કરી, શપથથી પથ થીર રહે કરી. ૬
જુઈ સમાન કરે તવ સ્પર્શથી, શિતલ મંદ સુગંધિત વાતથી,
હૃદય રાગ થકી તરૂણી ભરે, સુરમણી રમણી-રસમાં તરે. ૭
સુરસમીપ રમે જયમ ઉર્વશી, મલપતી લપતી હૃદયે ધસી,
સુરજઅંક વિશે મદને મદે, ત્યમ રમા મરમાળુ રમે વદે. ૮
"તિમિરની બહુ ભીતિ ધરે પ્રિયા, સુખદ પદ્મિણીને બલિની ક્રિયા,"
સમજતાં, મસ વેગ ધરાવતા, ગગનનાવક સાયક સારતા. ૯
પ્રણય રક્ત પડે વહુને ગળે, ક્રુધિત રક્ત ક્ષણે અરિને મળે,
પ્રણય વિગ્રહમાં રવિ શો ખલે!, સુભટના કર ના કરતાલ લે. ૧૦
વિકસતી લસતી હસતી અતિ, રવિતણા તનમાં લય પામતી,
અપર એક સ્વરૂપ બને સતી, લજવતા જવ તારકને પતિ. ૧૧
વિરહ નાથતણો ક્ષણ ના ગમે, પતિસમીપ મદોન્મત થૈ રમે,
સતત તેજ મનોરમનુ ચહે, કુલવતી લવ તિમિર ના સહે. ૧૨
રવિ દિગંત નિરંકુશ થૈ ફરે, યુવતિ ઉત્સિત વીર ન શું કરે?
ન દરકાર કરે અવસાનની, વતન કે તન કે ધન ધામની. ૧૩
પતિતણા સુખમાં સુખ માનતી, ગહન યાન ગૃહાંગણ જાણતી,
ઉરૂ ઉસિકુ કરી સુખમાં સુવે, અવરના વર નામરદા જુવે. ૧૪
સમયને સમજે પણ ધીમતી, પજવતી પતિને નથિ એ રતિ,
ધરમકાર્ય કરે જવ મ્હારથી, મુદવતી લવતી લગિરે નથી. ૧૫

---

## ચંદ્ર.

( ગિરધારીરે વાત કહું તે વિચારો. એ રાગ ).

૧

હો ચંદારે મુખમુદ્રા તુજ સારી, મને લાગેછે બહુ પ્યારી.
ત્રિભુવનમાં રે તુજ સમી નહિ નારી, તુલના કરશે કુણ ત્હારી.
અંગે વિરહનો તાપ ન માય રે, પણ શીતળ શાન્ત સદાય રે,
રાખે મનની વ્યથા મનમાંહ્ય રે,
ગુણવંતીરે જરકસી અંબર ધારી, મને લાગેછે બહુ પ્યારી. ૧
મમતીલીરે કુમુદ મુકે ન વિસારી, શતધા થઈ ખીલવે પ્યારી,
વરસાવીરે મીષ્ટ સુધારસ ભારિ, મદમસ્ત કરે નરનારી,
તું તો રસિલાંની હાંસ પૂરેછે રે, તું તો મુદિત જગતને કરેછે રે,
તું તો કામણમંત્ર કહેછે રે,
મરમાલીરે રાતનો મર્મ વિચારી, મને લાગેછે બહુ પ્યારી. ૨
રસવંતીરે પ્રણયનાં યુદ્ધ પ્રચારી, વણદીપ ઉજેશ પ્રસારી,
નિજ કરથી રે સહિયરને શણગારી, સાસરવાસો કરનારી,
તું તો દૂતીનુ કાર્ય કરેછે રે, તું તો વિશ્વાસપાત્ર રહેછે રે,
તું તો હસિત વદનથી ફરેછે રે,
સખિ શાણીરે શિર ધરે ત્રિપુરારી, મને લાગેછે બહુ પ્યારી. ૩
ગંભીરા રે અંગ કપાતાં ન હારી, તું તો મહોદધિની કુમારી,
હરિણાઙ્કારે હરિણ નયન કટિ ઠારી, રતિરસની વેળ પ્રચારી,
સ્વરગુચ્છ સમાન જણાય રે, નિસ શિતળ અમૃત પાય રે,
ડાહી આપમાં આપ સમાયરે,
હૃદયેશારે માનિની માન વધારી, મને લાગેછે બહુ પ્યારી. ૪

---

## વિભાસ રાગ એકતાલી.

किसलय शयनतले कुरु એ રાગ.

૨

ધવલ ધવ લવ ગણે અવસર નહિ ધૂસર આસ્ય ધરીને,
ખંડિત અંગ કુરંગકટી નટીં ભંગ ઉમંગ કરીને,
વિષમય નારી નારિ નર મરમ ન જાણી ગણે. ટેક. ૧

રજનિ-જનિત તિમિરે, રજ નીરજ નિર્મલ તેજ ન ધારે,
ચટપટ પટટપકી પટકી સટકી ફટકી જલ સારે,
વિષમય નારી. ૨
કપટ પટલ પટુ ચારુ-કટક ચટકે મટકે તવ-ચંદા,
મદવકરી કરિણી કર-નિકર પ્રકર કરતી રતિ-મંદા,
વિષમય નારી. ૩
સુદૂર દુરમના ગમન કરે મન ચમન ધરે ન નિશાન્તે,
નિકટ નફટ પટકાર થતાં પણ પતિ ધપતાં લપી પ્રાન્તે,
વિષમય નારી. ૪
શિવ શિર વર્સો રસ રાશિ શશિ વર શુક્ર અશુક્ર બનાવે,
અસહ વિરહદહને અહને હર-નયન-મિહિર ઉઘડાવે,
વિષમય નારી. ૫
મનસિજ નિજવર પર ધરિ વૈર ત્રિયા અવતરતિ ત્રિયામા
ગહન ગગન રગ રગ ઉરગી સમ ગરલ ભરી ગઈ શ્યામા
વિષમય નારી. ૬

---

## અભ્ર.

સખિજોને આ બાળક ક્હોનુ રે. એ રાગ.

૧

પિયુ ક્હોને આ છૈયાં ક્હોનાં રે, કાઇ મ્હોટાં અને કોઈ ન્હાનાં.
આ છૈયાં ક્હોનાં રે. ટેક.
રસદાર ને શ્યામ સ્વરૂપ રે, ચંચળતામાં મનનાં ભૂપ. આ છૈયાં. ૧
ઘડી સામાસામી અથડાયરે, પડે જૂદાં ને ભેળાં થાય. આ છૈયાં. ૨
કરે સાથે મળી કીકીઆરીરે, દોડવામાં બહુ હુશિયારી. આ છૈયાં. ૩
શિરે ગાગર જળની ધારીરે, જાણે સિંચે શકુંતલા વારિ. આ છૈયાં. ૪
કોઈ તેજોમય થઈ જાયરે, સ્નેહે શોભિત દુષ્યંતરાય. આ છૈયાં. ૫
બહુરૂપી ધરે બહુ રંગરે, ક્ષણમાં થઇ જાય અનંગ. આ છૈયાં. ૬
સૂર્યરાયથી યુદ્ધ ચલાવેરે, એવાં છૈયાં મને મન ભાવે. આ છૈયાં. ૭

૨

અલિ જોને આ બાળ રૂપાળાં રે, ત્હારા અંગ સમાં રઢિયાળાં.
આ બાળ રૂપાળાં રે. ટેક.
અલિ અંબુધિનાં એ છોરાંરે, કોઇ શ્યામલડાં કોઇ ગોરાં. આ બાળ. ૧

કરે તાતથી એ તો સવાઈરે, પ્હોચે સ્વર્ગવિશે ધાઇ ધાઈ. આ બાળ. ૨
તાત ખારો ને મીઠાં સુજાતરે, કરે સ્વાતિમાં મોતીના પાત. આ બાળ. ૩
કરે ગર્જના તાતથી ભારેરે, અભ્ર સમ ભુવન સંભારે. આ બાળ. ૪
લેશ આળસતુ નહિ નામરે, અષ્ટ જામ કરે શુભ કામ. આ બાળ. ૫
શૂર શાણાં અને સંપીલાંરે, પરમારથમાં મમતીલાં. આ બાળ. ૬
ભલાં "આભલાં" નામ ધરાવેરે, જાણે કૃષ્ણ અનેક સુહાવે. આ બાળ. ૭

૩

કહે અભ્ર અમે સુખકારીરે, પરકાજ રહ્યાં વપુ ધારી. અમે સુખકારી રે ટેક.
બહુ છિદ્ર શરીરે શારીરે, બ્હેંન ધરતીને દઇએ વારિ. અમે. ૧
પ્રેમ વૃષ્ટિની રીત બતાવીરે, રહ્યાં દંપતિને મન ભાવી. અમે. ૨
અમે દૂતનુ કરીએ કામરે, મેળવીએ શ્યામા ને શ્યામ. અમે. ૩
વન-કેસરી ઝટ્ટ હરાવીરે, કામ-કેસરી હૈયે જગાવી. અમે. ૪
અમે ચપલાનાં ચાપ ચલવીએરે, તેથી પ્રેમ કટાક્ષ શીખવીએ. અમે. ૫
દેખાડીએ મોહાન્ધકારરે, વળી પ્રેમતણા ઝાતકાર. અમે. ૬
અમે ધૂળમાં નાવ ચલવીએરે, અમે પવન-તુરગ પર ચ'ડીએ. અમે. ૭

૪

સુણો રસિક અમે બહુ ડાહ્યાંરે. અમે કોથી ન જઈએ વાહ્યાં.
અમે બહુ ડાહ્યાંરે. ટેક.
અમે શૂરને શૌર્ય શીખવીએરે, ધીરામાં ધૈર્યને ભરીએ.' અમે. ૧
રહિયે નૃપતિને નીતિ બતાવીરે, દાન માનનુ ભાન કરાવી. અમે. ૨
ધરતી ભગિની પર રીસરે, કરી ચંડ થયો રવિ ઇશ, અમે. ૩
તેને વારીએ વચ્ચે આવીરે, રહ્યાં સંપ ને જંપ જમાવી. અમે. ૪
સચરાચર પૂરીએ રંગરે, તોએ રહીએ નિત્ય અસંગ. અમે. ૫
સ્વર ભૂમિની વચ્ચે લટકીએરે, અમે એક સ્થળે નહિ ટકીએ. અમે. ૬
અમે ધૂમ્રનુ કરીએ પાનરે, નીલ કરીએ સુકુ વેરાન. અમે. ૭

---

## વિદ્યુત્.

માલવ રાગ એક તાલી.

**निभृतनिकुंजगृहं गतयानिशि रहसिनिलीय वसंतम्**-એ રાગ.

૧

પીન પયોધરશ્રી હરનેત્ર સમી વસમી રમણીયા,

વરરવ વરતનુ તરવરતી રતિસર સરતી કમનીયા,
પ્રિય જો લેશ શરમ ન ધારે;
સ્તનન કરે સ્તન કર્દમ મર્દિત કર્દિત વદન વિકાસે. (ટેક) ૧
મર્ષતિ અંગ વિકર્ષતિ રંગ અનંગ અભંગ નિનાદે,
વામ કરે મકરેષ સખા કટિ સ્પર્શ કરે તવ લાડે,
પ્રિય જો લેશ શરમ ન ધારે. ૨
રજ નહિ રંજ મળી મનરંજક કુંજકળી કળી કંત,
ચપલ વિમલ મલપે ન લપે તલપે તલવાર દિગંત,
પ્રિય જો લેશ શરમ ન ધારે. ૩
અંગ દિગંબર અંબર શુન્ય કુરંગદૃશી હસી નાચે,
ગાઢ પરિ કપરી પરીરંભ કરી કરિણી સમ રાચે,
પ્રિય જો લેશ શરમ ન ધારે. ૪
સ્વેદનથી નથી ખેદ પથિકવધૂ વ્યાકુલ વ્યાલ ડસાવે,
ચમકતી દમકતી દામિની જામિની ભામિની તમસ શમાવે;
પ્રિય જો લેશ શરમ ન ધારે. ૫
યૌવનવન નવનીતસમા વનિતાનુ કૃષાનુ પ્રજાલે,
જવ ભરતી નવ વન ઝરતી ધરતી રતિ સતિ જવ ન્યાળે,
પ્રિય જો લેશ શરમ ન ધારે. ૬

---

(સમી સંધ્યાએ હમે સંચર્યાં જમનાં જલ ભરવા. હાંહાંરે જમનાં
જલ ભરવા—એ રાગ.

૨

ઝરમર ઝરમર શું ઝરે નભથી ઘન પાણી, હાંહાંરે નભથી ઘન પાણી,
સુવાસ હરિયાળી ધરે ધરતી મા શાણી, હાંહાંરે ધરતી મા શાણી.૧
મેઘ કડાકા થાય છે વઢતા જ્યમ ભાથી, હાંહાંરે.
દોડધામ બહુ થાય છે છુટયા સ્વર હાથી, હાંહાંરે. ૨
રજની રવ માંડે ઘણો તરૂ કંપ ભજે છે, હાંહાંરે.
શ્યામ સલૂણી અંબરા પટ કૃષ્ણુ સજે છે. હાંહાંરે. ૩
તેજસ્વી વીર તારલા પણ ઘરમાં પેઠા, હાંહાંરે.
ચંદ્રરાયના તે સમે કર હેઠા બેઠા. હાંહાંરે. ૪
"તુહિ તુહિ" ટૌકા કરે શા મોર રસીલા, હાંહાંરે.
સ્તબ્ધ બની જોઈ રહે બહુ ચાતક લીલા. હાંહાંરે. ૫

દાદુર પણ "ડરડર" કહે "સરસર" કહે વાયુ, હાંહાંરે.
નયન યુગલ સરસી તણું, ભયથીજ મિચાયું. હાંહાંરે. ૬
સબળા ચપળા શ્રીફળા અંબરને છાંડી, હાંહાંરે.
કાળી ભદ્રારૂપ લૈ રહી લાસ્ય ઉપાડી. હાંહાંરે. ૭
રસ કસ મસ રૈલાવતી ફળ આપે ભારી, હાંહાંરે.
રહી સજોડે નીર્ખંતાં મને લાગે પ્યારી. હાંહાંરે. ૮

---

## સંધ્યા.

(ગિરધારીરે એ—રાગ.)

ઓ સંધ્યારે નાનકડી તું બાળા, કરે જોબન પૂર્ણ ઉછાળા,
તુજ બોલોરે અસ્ફુટ ને વળી કાલા, પણ વિરહીતણા છે ભાલા,
ત્હારાં કોમળ સુંદર અંગરે, ત્હારે લલાટે પૂર્ણ મયંકરે,
ગાલે ક્ષણ ક્ષણ બદલે રંગરે,
લટકાળીરે પીધા પ્રીતના પ્યાલા, કરે જોબન પૂર્ણ ઉછાળા. ૧
મન હરવારે કૈં કૈં કરતી ચાળા, વળી મેળવતી કંઇ ટાળા,
રસભીનીરે હૃદય દહી સ્મરજ્વાળા, રાખે પરજન સર્વ નિરાળા,
કાળી ફુંદડી ફુલ રૂપેરીરે, બહુ ઘેરથી દિવ્ય અનેરીરે,
એવી ચુંદડી અંગે તેં પ્હેરીરે,
મદમાતીરે વર મળવાને રૂપાળા, કરે જોબન પૂર્ણ ઉછાળા. ૨
રવિરાજારે ધસમસ આવે વ્હાલા, પથમાં ન કરે ક્ષણ ઢાળા,
તુજ જપતારે પ્રયાણમાં પણ માળા, પ્રેમે રક્ત થયા છોગાળા,
પણ ધીરજ મનમાં ધારીરે, ઉભા રાખીને નાથ અટારીરે,
એનો રાગ વધારેછે ભારીરે,
મન માનિનીરે ઉભા રહ્યા પદ પાળા, કરે જોબન પૂર્ણ ઉછાળા. ૩
કર ભીંડીરે વાટ જુવે રઢિયાળા, દીન બન્યા છ દીનદયાળા,
જન શૂરારે પદ્મિણી પાસ સુંવાળા, કેવી ગતિ માયાની વિશાળા ?
જ્યારે તરલ જણાયો નાથરે, ત્યારે નાથની ભીંડીને બાથરે,
પડી સ્નેહાર્ણવમાં સાથરે,
બલિહારીરે ગુણ અપૂર્વ રસાળા, કરે જોબન પૂર્ણ ઉછાળા. ૪

---

## પવન.

### ગઝલ.

નહિ મુજ માત કે તાત, નથી મુજ બ્હેન કે ભ્રાત,
નથી કર પાંખ કે પાય, નથી કો'ની મને સ્હાય.
નહિ કો'ને હું ગણકારૂ, કરૂ હું રોજ મન ધાર્યું,
રમુ હું રોજ સ્વચ્છંદે, ફસાઊં ન કોઇને ફંદે. ૧
ક્ષણે નાચુ ક્ષણે દોડુ, ક્ષણે જોડુ ક્ષણે તોડુ,
ક્ષણે ઉડુ ક્ષણે ચાલુ, ક્ષણે લાડુ ક્ષણે મ્હાલુ,
રહસ સ્થાનો વિશે માણુ, સરવની વાત હું જાણુ,
જગતની પ્રીત છે મ્હારે, મળુ છું સર્વને પ્યારે. ૨
સ્ત્રીઓ માને મને સારો, પતિથી લ્હે મને પ્યારો,
પુરૂષ પણ છાનુ ના રાખે, કરે છે પ્રેમ મુજ સાખે.
મને નહિ રાગ કે રોષ, ધરૂ છું સર્વમાં તોષ,
વહનનુ કર્મ છે મ્હારૂ, પ્રમાદ ન તે વિશે ધારૂ. ૩
સરવના લેઈ પરમાણુ, ઝપાટામાં સ્થલે આણુ,
ઉતારૂ સર્વના થાક, સકળ મુજ ચિત્તમાં પાક.
સગુણતા છે નહિ મ્હારે, ધરૂ નહિ સ્વાર્થ તલભારે,
મળે જેવો મને સંગ, બને તેવા બધા ઢંગ. ૪

---

## ગિરિ.

### પદ.

જોઈ થયો બહુ દંગ, ગિરિવર, જોઈ થયો બહુ દંગ
વાધે બહુ ઉછરંગ. ગિરિવર. ટેક.
ગિરિ ગિરિજાપતિ શ્વશુર જમાઈ, બેનો એકજ રંગ. ગિરિવર. ૧
ધવલ જટાથી ધવલ હાસ્ય કરી, ઉતરે ધડધડ ગંગ ગિરિવર. ૨
અંગ વિભૂતિને જોઈ ગયો બની, ત્રિભુવન કામ અનંગ. ગિરિવર. ૩
આસન દ્રઢ ને અચલ વપુ ધરી, ધરે તામસી ઢંગ. ગિરિવર. ૪
વૃષભ વ્યાઘ્ર મયૂર મુષિકને, ધારે ભૂત ભુજંગ. ગિરિવર. ૫
પાર્વતી સમૃદ્ધિ મન માનિતી, બેસાડે ઉચ્છંગ. ગિરિવર. ૬
ઉગ્ર તપનો કરી શકે નહિ, ઇંદ્ર સૂર્ય શશિ ભંગ. ગિરિવર. ૭
મૃત સજીવન થાય સેવતાં, નીલકંઠ તુજ સંગ. ગિરિવર. ૮

## પદ ૨ જું.

શોભા અપરમ્પાર, ગિરિવર, શોભા [illegible] પાર.
વારૂવાર હઝાર. ગિરિવર. ટેક.
કાલ શીષપર ધરા વિરાજે, તેપર રૂહે સ્થિર થાર. ગિરિવર. ૧
મગન થઈને ગગન ગોખથી, જોતી ચંદ્રા નાર. ગિરિવર. ૨
તુહિન વપુપર ધરે શમાવા, ત્રિવિધિ તાપ અપાર. ગિરિવર. ૩
વાંસ ફૂંકી મૃદુ ગાન કરે જ્યમ, દ્રઢવ્રત કૃષ્ણમોરાર. ગિરિવર. ૪
નીરોગી ને ઔષધ ધારક, ધન્વંતરી અવતાર. ગિરિવર. ૫
શીત તાપ વરષા દવ જ્વાલા, ગણે નહિ પલવાર. ગિરિવર. ૬
પવન તરંગ ઉછાળા મારે, તેની નથી દરકાર. ગિરિવર. ૭
ધન્ય ધન્ય તુજ જનન ને સ્થિતિ, સદા બને સુખકાર. ગિરિવર. ૮

---

## નદી.

(શિખ સાસુજી દે છે રે. એ રાગ.)

મન ધરજો મ્હારી રે, શિખામણ છે સારી,
ધરી સમજણ ભારી રે, ગણો તે હિતકારી. ૧
નિર્મલ ને હસતી રે, નદી છે મનગમતી,
બહુ ચાળા કરતી રે, નિરંતર રૂહે રમતી. ૨
ભર જોબનવાળી રે, કે લટકા બહુ કરતી,
વાંકી ને ચુંકી રે, ચપળ ચતુરા ફરતી. ૩
પાણીમાં પૂરી રે, પલાળે તન મનને,
મનવેગે શૂરી રે, મુકાવે છે પણને. ૪
દેખાડી છાતી રે, હૃદય આકરષે છે,
વશ કરવા તમને રે, શિતળ કણ વરસે છે. ૫
કુબજાની રીતિ રે, શીખી અપગા નારી,
નિજ સ્થાન ચુકાવી રે, કરે વશ નરનારી. ૬
બહુ પ્રીત કરાવી રે, પ્રીતિ રતિ નવ ધારે,
ક્ષણવાર તરાવે રે, ડુબાવે ક્ષણ વારે. ૭
નહિ સ્પર્શ તમારો રે, લગિર દેતી થાવા,
પળમાં ખસી જાયે રે, જાઓ કદિ જો ન્હાવા. ૮
નહિ માતપિતાની રે, તમારી ક્યમ રૂહેશે,
નિરલજ્જ નમેરી રે, ફરે દેશ વિદેશે. ૯

બહુ નમ્ર જણાય રે, આર્દ્રતા બહુ ધારે,
તેથી ન ઠગાશો રે, રૂંઢ એના ભારે. ૧૦
મદમાતી જોઈ રે, શાને તરૂ નાચોછો,
એની પાસે રહીને રે, મૂઢ, ક્યમ રાચોછો ? ૧૧
એના સ્વર સાંભળતાં રે, ધૂણાવો શિર શાને,
શાને મૂઢ બનોછો રે, એના જળના પાને. ૧૨
એના જળથી કોઈ દિન રે, સમૂળાં ઉખડવું,
એના વેગે તમારે રે, તણાઈને મરવું. ૧૩
છટકેલી સ્ત્રીનો રે, ભરોંસો નવ કરવો,
ધન-નિધિની નારી રે, પ્રેમ ત્યાં શું ધરવો ? ૧૪
સામીપ્યે વિરહી રે, તેથી કૃશ રહી કાયા,
એના તટપર બેશી રે, વિસારો જગમાયા. ૧૫
પણ ભાન ભૂલીને રે, દેતાં ન શીતળ છાયા,
ખુબ મનમાં ધરજો રે, જવાના છો વાયા. ૧૬

દુહા.

નદી અને વ્યભિચારિણી, નાગિણી વારૂણી નામ,
પાત્ર નથી વિશ્વાસને, નિધનતણાં છે ધામ. ૧
યૌવન વન સૂકાય છે, રૂપ ધૂપ અનુરૂપ,
લટકા કટકા થાયછે, મોહ મરણનો કૂપ. ૨
ચલગ઼ાં ખલતા જાણીને, તજો પાપનો ગંધ,
ઘુવડ કાક સમ ના બનો, આંખ છતાં પણ અંધ. ૩

---

## નદીસંગમ.

### પુષ્પિતાગ્રા.

વિરહ સહન કીધ આઠ માસ, વપુ કૃશ ધૂસર ચિત્તમાં નિરાશ,
સતત હૃદયમાં વળે કુંડાળાં, પુલિન મલીન વિશે ઉગેલ જાળાં. ૧
વરવિણ વરવી જણાય નારી, પ્રતિદિન જાય સુકાઈ તેજ વારિ,
તૃણ પણ અપગા શકે ન ધારી, બની ગઈ છેક અશક્ત દીન હારી. ૨
ગતિ મતિ અતિ મંદતા ધરેછે, શરમ ભયે જ્યમ ન્હાવરી હીંડેછે,
પથ પણ જડ સત્ત્વ આંતરેછે, તદપિ ગમે ત્યમ રાંકડી સરેછે. ૩
દશશત કરથી દહેછ ભાનુ, જ્વલિત અનંગતણો દહે કૃશાનુ,
વિરહ–અનળની પ્રદિપ્ત ઝાળ, રગરગથી ઉભરાયછે વરાળ. ૪

અહિં તહિં પરતી પડેલ ભૂઠી, સકલ સહાયથકી મૃગી વિખૂટી,
અવયવ કદિ જાયછે વછૂટી, દૃઢ કટિબંધ ગયા જણાય છૂટી. ૫
નિજસમ વ્યથ પારકી ગણીને, ઉપકૃતિ રીત અનુભવે ભણીને,
પથિક શ્રમ તૃષા નદી મટાડે, પ્રિય મળવા નહિ અંતરાય પાડે. ૬
જળ પણ કૃષિકારને ધરેછે, સર્ખો વરષાતણું કામ જો કરેછે,
સમજી સુકૃતિ-પુણ્યને પ્રભાવે, વર પ્રતિ લેઇ જશે ગુણજ્ઞ ભાવે. ૭
પરઉપકૃતિ-મગ્ન ચિત્રલેખા, સમ વરષા વિરહીની આશરેખા,
ગગન સદનથી જવે સરીને, સુખદ સહોદરને રહે બનીને. ૮
તવ મદ મુદને ધરી અધીરી, ચપલ બની ગઈ હાંસભેર વીરી,
બહુ બહુ લટકા કરે ફરેલી, નમન સલીલ સલીલ અંગ રેલી. ૯
પતિ પ્રતિ રતિ શી અહો નદીની! ગતિ અતિ વેગવતી બની સતીની,
ધરમ શરમ તાતની તજીને, ગમન કરે વહુ સાસરે સજીને. ૧૦
અનવરત રમે અપૂર્વ કેલિ, જ્યમ ગજ સાથ ગજી રમે છકેલી,
વરવહુ જવ ઐક્યભાવ પામે, સુરજનથી પણ ધન્યવાદ પામે. ૧૧
હસિત વદન શોર શો કરેછે! કુચ કચ અંબર-હીણ શાં ધરેછે!
ક્ષણક્ષણ ઉછળે વિશાળ છાતી, પતિ મળતાં અબળા નથી લજાતી. ૧૨
અસરલ તરલા તરંગધારી, ગિરિ, અપગા, દુહિતા કરે વિચારી,
પણ જકછકથી તટસ્થ તાણે, પતિ-પ્રણયે પ્રમદા મદાન્ધ માણે. ૧૩
હરિ ઉર કમળા મળે સનાથ, અગર તરંગવતી તરંગનાથ,
સકલ ગુણ સ્વરૂપ નામ રંગ, લય પતિમાં કરતી રહે અનંગ. ૧૪
મૃદુ મૃદુ રતિની કથા કહેછે, સ્મિત અતિ ઉજ્જ્વળ વલ્લભા કરેછે,
રતિ રતિ રતિ-રીત રંગ જાણી, ક્ષણ ક્ષણ નાથ તને લપાય શાણી. ૧૫

---

## ઉદ્યાન.

### દ્રુતવિલંબિત.

ભ્રમર સામનુ ગાન કરી રહે, ચતુર કોકિલ કાળ ગતિ કહે,
બહુ મયૂર કળા કરતા હવા, મદનથી જનથી જય પામવા. ૧
પ્રચુર ભૂપણુ ભૂષિત વાટિકા, જનતણાં હર્ષો લોચન નાસિકા,
યશ સુગંધ દિગંતર વિસ્તરી, અમિત માલ તમાલ તણી ધરી. ૨
કુસુમ સ્નિગ્ધ સુકેશ વિશે ભરી, કુસુમયુક્ત સજી નવ છીંદરી,
કુસુમહાસ્ય કરી ન ધરે તમા, વરસતી રસ તિમિરમાં રમા. ૩

ગુણુ સમાગમને બહુ ઈચ્છતી, સતત નૂતન ભાવ બતાવતી,
મધુર સ્વાગતના સ્વરને વદે, અવનવા વનવાસ વધાઇ દે. ૪
તૃષિત તૃપ્ત થતું મન ના જરી, નિરખતાં પરિને નયણાં ભરી,
જન પરાધીન બુદ્ધિ કરી પ'રી, ફૂલ જમેલ જમે લટકા કરી. ૫
તરૂ સહોદર તાલ લઈ રમે, પથિકના શ્રમને વિનયે નમે,
સુજનનુ પરિરંભણુ માંડતો, પવન શો વન શોર વધારતો. ૬
ભ્રમર કામુક મોહિત રૂહે ઠરી, વિસરતાં ભય, લાજ કરી પ'રી,
વદન નમ્ર કરી પડતા ગળે, કુસુમનો સુમનોહર વાસ લે. ૭
સુદઢ ગાઢ કરે પરિ રંભણુ, નખક્ષતે પણુ મર્દન ચુંબન,
તદપિ યૌવનના સરતા ઝરા, રસિકના રસના રસતા પ'રા. ૮
અસુરને સુરનેક બતાવતી, જગતને સુખ વૈભવ આપતી,
સુરજનો પર હાથ ધરે છતા, અમર પામર પાવન ત્યાં થતા. ૯
સુમતિ શ્રીપતિ રંક દરિદ્રને, વિરતિ સેવક કે શઠ ઈંદ્રને,
વશ કરી વશ થાય સુહાગિની, સુતરૂ રાજિ વિરાજિ વિલાસિની. ૧૦
ગુણ ક્રિયા કમલા સમ આદરી, હૃદયને હરતી સુર સુંદરી,
કળી શકાય અનુભવના વના, મરમ ના રમનાર રમા તણા. ૧૧
બદલતી નવરંગ ક્ષણે ક્ષણે, વિકસતી રસતી ધરતી ખણે,
વશ કરે ત્રણુ ભુવન પાધરી, સુઘટના ઘટ નાભિવિશે કરી. ૧૨
ખરવતી નિજ અંગ સુખે સતી, ઘન સુગંધ ચતુર્દિશ વ્હેંચતી,
સમજ દે સમજુ જનને મને, "કલહ રોજ હરો જરકારણે." ૧૩
પ્રતિદિને રસતા ધરતી હતી, સતત ઉદ્યમમાં વસતી સતી,
નિજ પ્રકર્ષ સહર્ષ બતાવતી, તપન તાપ નતાઙ્ગી શમાવતી. ૧૪
વરત કૂપ થકી ઝટ ખેંચતો, સહુ સ્થળે જળ પુષ્કળ વ્હેંચતો,
પ્રતિદિને ચરકો ફરતો હતો, નિરવધી રવ ધી ધન ધારતો. ૧૫

---

## નવમલ્લિકા.

(આસો માસો શરદ પુનમની રાત જો. એ-રાગ.)
આજે આવ્યો મધુર મધુતણો કાળ જો,
યૌવન મદ ભાર્યો છે, સખિ મ્હારા અંગમાં,
કાલે કળિ તે કળિ જાણુ નહિ લેશ જો,
આજે તો નાચુ છું, સખિ, પતિસંગમાં. ૧

સુવાસના દૂતી છે મ્હારી એક જો,
પવન-અશ્વપર દોડે તે જ્યમ વીજળી,
ખોળી લાવે ગુણગ્રાહક મુજ કંત જો,
પાતળિયા હૈયા સરસા, સખિ, રૂહે મળી. ૨
છાની છાની વાત કરી દે હર્ષે જો,
રસ લૂટે ને ચૂંટે, સખિ, મ્હારી છાતડી,
જાતાં જાતાં ફરી ફરી આવે નાથ જો,
અંગોઅંગ દબાવે, સખિ, મ્હારી જાતડી. ૩
વશ થાએ છે નાથ નિરખતાં હાસ્ય જો,
લટકા ને ચટકાથી વર, સખિ, આંતરૂ,
વેગ ઘટાડુ કરવા દૂર પ્રયાણ જો,
મુજ પાછળ ફેરવતી સ્થાનકમાં ઠરૂ. ૪
હું ગોરી ને શ્યામ સલૂણા કંથ જો,
હીરામાં પન્નો ત્યમ શોભે સ્હોડમાં,
રસવંતીને મળિયો રસિક રસજ્ઞ જો,
રાધાનો રસ કૃષ્ણ પીએ જ્યમ કોડમાં. ૫
નાસાપર મુજ જોર વધારે બ્હેન જો,
કાન કાનપર રાજ્ય કરે અભિમાનમાં,
છણકા પ્રણિપત હાવભાવના ખેલ જો,
કરતાં રહીએ આમણસામણ વ્હાલમાં. ૬
મોહનને મળતાં વિસરૂ સહુ લાજ જો,
અંધારૂ દેખાએ, સખિ, દશ દિશમાં,
રગરગ ચ્હડી છે મિષ્ટ અનેરી લ્હેર જો,
રોળાઉ સખિ મદન-અહિતણા વિષમાં. ૭
કોણ ગણે છે ઘર બાહરના લોક જો,
સ્વાદ ન જાણે અમથા, સખિ, બકવા કરે,
હું તો મ્હારા રંગ વિશે ગુલતાન જો,
મૂરખનાં મ્હેણાં, સખિ, કુણ કાને ધરે. ૮
બારે માસે રૂહેવાનો ન વસંત જો,
જોબનિયુ, સખિ, પળપળમાં જાએ વહી,
ત્યારે અવર વિવેક ગણી લે ફોક જો,
નાથ સમીપે સમય ગયો તે છે સહી. ૯

રોગ સમાન જગતના સર્વે લોક જો,
ચૂંટી લે છે ઉગતામાં ફુટડી કળી,
પરપતિ થઈને લૂટે નિર્લજ લાજ જો,
રાત દિવસ માટે રૂહેવું વરને મળી. ૧૦
શ્રીપતિ તોએ શિરપર ધારે રોજ જો,
લક્ષ્મીને શીખવવા પતિવ્રત રીતડી,
પ્રમદાઓના હૈઆની હું હાર જો,
દેખાદેખી વિસ્તારે પતિ પ્રીતડી. ૧૧
ભારે, બ્હેનો, પતિવ્રત કેરો ધર્મ જો,
પતિ–માનિતી સપ્તભુવન શિરોમણી,
પતિવ્રતાના પગ સર્વે પૂજાય જો,
પરમેશ્વર પણ દાસ, સખિ, રૂહેછે બણી. ૧૨
પતિ મળતાં લાજેછે ભૂંડી નાર જો,
કુલટા કાયર થાશે, સખિ, પતિ સેવતાં,
પતિ-વિણ અવર પુરુષ દેખેછે પુંશ્ચલી
પુષ્ટ બને દુષ્ટા, સખિ, વર આઘો છતાં. ૧૩
મ્હારે તો છે રમણ બહિશ્વર પ્રાણ જો,
જીવિત ધારણ ધારૂ એને કારણે,
તાજા ઉત્તમ રસ પાઉંછું રોજ જો,
ઝૂલાવુછું હરદમ તનને પારણે. ૧૪
નારીને છે કંથ ખરો પરમેશ જો,
જીવિત સાર્થક પતિને ભજવાથી થશે,
તુચ્છ ગણી તે માટે સહુ જંજાળ જો,
પતિપરાયણ થાશે જે નારી હશે. ૧૫

---

## તારાપ્રતિ ઉક્તિ.

### વસંતતિલકા.

સદ્‌ભાગ્યના ઉદય ચિન્હ સમાન પ્યારા,
આકાશને પણ તમે શણગારનારા,
જાતાં જરૂર મુજને નહિ ઝાલનારા,
વિશ્વાસ પ્રેમ તવ શો તમ સાથ, તારા! ૧

## દીપપ્રતિ ઉક્તિ.

રે દીપ! વાત ચહુ પાસ મહાન વાય,
આયુષ્ય તેજ વપુ કાતરથી કપાય,
તું તો'ય કેમ નિજ મિત્ર ગળે પતંગ,
શીખો પરાર્થે કરી તૈલતણો પ્રસંગ.

---

## વલ્લીપ્રતિ ઉક્તિ.

### ગઝલ.

કીધો ન વિચાર, વલ્લી મસ્ત યૌવન મદે ભારી,
ધારી વિપરીત બુદ્ધિ કીધી કંદર્પથી ખુવારી.
ના શુભાશુભ ધાર્યું એળે આયુ ગમાવ્યું,
કહે શુષ્ક ક્યાં સરેરો ક્યાં રસદાર ખુબી ત્હારી.
હેમરસે રસેલી રંગથી ભરેલી રસિલી,
કોમલાઙ્ગિ નતાઙ્ગિ ચંચળા ઠમકતી સુનારી.
તપીને જપીને સદા કષ્ટથી શ્રમ આદરે યમી,
હે કામની જ્વાલ હંડી! ઝાંખવા સ્પર્શવા મોહ ધારી,
દેવ દાનવ દૈત્યો વિદ્યાધરો ગંધર્વ માયાવિ,
ના યોગ્યતા ધરાવે પાણી ગ્રહી કરવા તને પ્યારી.
એવા ગુણ ભરેલા છતાં કેમ શઠને વળગી રહી!
શોશે શોશાય નિત્યે પ્રમદાની મતિ પાનીમાં ધારી.

---

## સ્મર.

### રોળા વૃત્ત.

અદષ્ટ વાયુ વાય સુગંધિત શીતળ મંદો,
નભ રાજાનુ તિલક ચિત્ત આકર્ષક ચંદો,
નિદ્રાદેવી ગાઢ પાથરી નિશમાં ફંદો,
ચૌર તુલ્ય સંચરે હૃદયમાં મનસિજ ખંદો.

---

## શઠ હૃદય.

### દ્રુતવિલંબિત.

હૃદય પંકજની ઉપમા ધરે, કઠિણતા પણ પુષ્કળ વિસ્તરે,
ભ્રમર કેદ કરે મધુ ના ધરે, ધબકતું બકતુલ્ય ક્રિયા કરે.

---

## પુત્રી.

### શિખરિણી વૃત્ત.

૧

શરીરે રાજે છે મયૂર પિક કંઠસ્થલ વસે,
વિરાજે નેત્રોમાં કમલ, બકુલે દંત વિલસે,
અશોકે ઘેરી છે કનક-રસિતા દેહ લતિકા,
હિસે છે હાસ્યોમાં રમણિક નવી લોલ કલિકા.

### દ્રુતવિલંબિત.

૨

સદન ક્ષેત્રતણી નવમલ્લિકા,
હર શિરોમણિ શીતળ ચંદ્રિકા,
જનક ને જનની પ્રિય દીર્ઘિકા,
સતત રો' સુખકારક સારિકા.

---

## ભ્રાતૃ યુગલ.

### વસંતતિલકા.

વિસ્તાર પારવિણ આ નભનો ગણાય,
ત્યાં ચંદ્ર વૃદ્ધિ ક્ષયથી અધુરો જણાય,
આશ્ચર્ય ! આ પુનિત ધામ વિશે સ્વચ્છંદ,
ખેલે સહોદર રવિ સહ પૂર્ણ ચંદ્ર.

---

## કંથ.

### કવિત.

કર્ણ ભીષ્મ રામ જેવો દાન શૌર્ય ધૈર્ય ધારે,
નીતિમાં સુયોધન શો સૂર્ય શો પ્રભાવ છે,
ધર્મથી અધિક ધર્મ જ્ઞાનમાં વસિષ્ઠ જેવો,
ભક્તિમાં ઉદ્ધવ ગોપી નારદની બાંહ્ય છે,
રાગ કે વિરાગમાં વિદેહરાજ તાજ બની,
એક એવ સર્વલોક ચિત્ત મધ્ય પેઠો છે,
કામ રૂપ નામ ભૂપ ઇંદ્ર શો અતીંદ્ર કેંદ્ર
કૃષ્ણ તુલ્ય કંથ સતી-નાર-ચિત્ત બેઠો છે.

---

## રાજા.

### સવૈયા એકત્રીશા.

૧

રાગદ્વેષથી પર રણજિત ત્રિભુવનજિત શા જનને સુખધામ,
સ્નેહ ગેહ શુભ દેહ મનોહર બહુવિર્ય ક્ષત્રિય ગુણગ્રામ,
નયનબાણથી હરે નિરંતર ચિત્ત પ્રજાનાં આઠે જામ,
કષ્ટ નષ્ટ, ભય ખષ્ટ, કરે નૃપ, ભ્રષ્ટ કરે જન ક્રૂર હરામ; ૧
નિજ કુળ ભૂષણ દૂષણ વિણ હત-ક્રોધ ઉગ્યો જગ મધ્ય મયંક,
સ્મરશાસન સમ આસન વાળી મહી માતને બેસે અંક,
માલિક ને પાલક દુઃખ ટાલક ધીર ધુરંધર વીર અટંક,
સદા કૃત્ય પદવીએ રાજી રાજિવનેણ ધરે જહિં રંક. ૨

### વસંતતિલકા.

૨

નાઽવિષ્ણુ ભૂમિપતિ એમ વદેમહાન,
કો"બાપજી" "નૃપતિ" "રાય" કહે સુજાણ,
ધર્માવતાર પણ હું સમજું નૃપાળ,
લક્ષ્મી સરસ્વતી ધરે વર કંઠ માળ. ૧

---

## વ્યાજ નિંદા.

### વસંતતિલકા.

૧

પાળો પ્રજાસમ પ્રજા થઈ સત્યવૃત્ત,
આનંદકંદ સુખચંદ નહિ પ્રમત્ત,
સેવો સ્વધર્મ પણ કીર્ત્તિ પ્રિયા ધરો છો.
શત્રુતણી, સતત શું ઠિક એ કરો છો ? ૧

૨

વેશ્યા મનોહરૌ વિલાસવતી સુનીતિ,
શત્રુની કીર્ત્તિ-વનિતા પર જાર-પ્રીતિ,
ચોરી સદા હૃદયની, ધરમે ન લાજ,
રે'જો, પરોપકૃતિની પણ કેફ રાજ. ૨

---

# શીક્ષણ.

## રોળા વૃત્ત.

૧

કૃષ્ણ કઠણ ચીકણી અને કાદવથી પૂરી,
ક્યારી મળ જળ ધરે ફસાવામાં ન અધુરી,
ત્યાંથી ઉપને ત્હોય છોડનુ ઢાંકણુ ધારી,
ચોખ્ખા ચોખ્ખા રહે, તેમ શીખો તનુધારી. ૧

## ગીતિ.

૨

શૂલ શૂલથી નિકળે તૂલ તૂલથી જરૂર સંધાય,
વજ્ર વજ્રને ભેદે દોર દોરથી અવશ્ય બંધાય. ૧
કાર્યસિદ્ધિ નિજ થાતાં ચતુર ઉભયનો કરે ત્યાગ ભારે,
વિજયકાજ વાવરતાં શૂરો અંગે કટાર નહિ મારે. ૨
મિથ્યા કાયા તોએ મિથ્યા માયા-નિવારણે શસ્ત્ર,
તેનુ કૃંતન થાતાં સુજ્ઞ તજે છે સુજીર્ણ જ્યમ વસ્ત્ર. ૩
જડ તન ચેતન તું છે નૂતન જાણી ધર્યો અભિનિવેશ,
પતન થશે તો ત્હારૂં પ્રાક્તન રૂહેશે ધરી તન અશેષ. ૪

---

# સમશ્યાપૂર્ત્તિ.

૧

## ઈંદ્રવિજય છંદ.

ચંદ્ર ઉગ્યો તવ ચંદ્રમુખી સહ રાસ રમી રતિનાથ હરાવ્યો,
વલ્લવ-વલ્લભ વલ્લુરમાં અપરા દ્રૂપ વલ્ગુ સ્તને વિંટળાયો,
મોહ નિશીથ કરી મનમોહન મત્સર માનિનીંમાં ઉપજાવ્યો,
ચંપકવલ્લિ–વિરાજિત–ચંદ્ર તણી "શફરી હદ કાગ ભરાયો." ૧

૨

વીતી ગઈ અરધી રજની સજની સજ નીવિ કરી વિજને,
સ્તબ્ધ ઠરી, વિરહાનલમાં બળતું નીલ અંબર જોઈ સ્તને,
કંપ તને, અફસોસ મને, બહુ સોસ ગળે, દ્રગ ક્રોધ, ભરાયો,
ખંડિત માનવતી વદને "અધરાત ગઈ તવ સૂર્ય જણાયો." ૨

---

## ભાષાન્તર.

### દ્રુતવિલંબિત.

બહુ કર્યો ઉપકાર કશું કહુ, સુજનતા પણ પાથરી છે બહુ,
સતત એમ સખા કરતા રહો, શરદ સો સુખ ભોગવતા રહો.૧

### વસંતતિલકા.

ખીલ્યો વસંત મકરધ્વજમાં ખુમારી,
ધીરો વહે પવન શો રતિ–ખેદ–હારી,
શી કુંજ નેતરતણી બગીચા વિશે છે,
છે દૂર નાથ, સખિ! શું કરવું હવે કહે. ૧

### ગીતિ.

૧

નિશ્ચલ નિષ્પંદપણે, કમળપત્રપર કશો હંસ રાજે,
મરકત મણિની થાળી, ઉપર શંખ જ્યમ શ્વેત અતિ વિરાજે. ૧

૨

ગુરૂ આજ્ઞાને લીધે, દૂર જવા નીકળ્યો રમણ મ્હારો,
પણ કોકિલને અલિથી, લલિત વસંતે વળે નહિ પાછો. ૧

### દુહો.

સંકેત સમય જાણવા આતુર જાણી યાર,
ચતુરાએ હર્સાં નેત્રમાં કમળ બીડયુ તે વાર. ૧

### ઇંદ્રવિજય.

કામ ત્રિલોચનના ભયથી મૃગનેણીનુ વક્ષસ નિર્ભય ધારી,
પીન પયોધરના તટમધ્ય થયો ઝટ લીન છકેલ વિહારી,
ત્યાં પણ નિર્દય માર પડે નરના કરથી શરૂઆતથી તેને,
ક્યાંહિ નથી સુખ તે જનને અપરાધ કર્યો પ્રભુનો બહુ જેણે. ૧

### ઉપજાતિ.

ન રાજ લૂટે નહિ ચોર ચોરે, વ્યયે વધે વ્હેવું પડે ન જોરે,
ન ભાઇથી વ્હેંચણ થાય નામ, विद्याधनं सर्वे धनप्रधानम्.

### દ્રુતવિલંબિત.

કુસુમથી બહુ કોમળ હોયછે, કઠણ વજ્ર થકી પણ થાયછે,
હૃદય સુજ્ઞ વિલક્ષણનાં અહીં, સમજવા જન શક્તિ ધરે નહિ. ૧

## વસંતતિલકા.

રૂહેછે વને તદપિ જે મૃગમાંસ ખાય,
તે કેસરી ભુખ છતાં નહિ ઘાસ ખાય,
તેવી રીતે કુલીન દુઃખ પડે વિશેષ,
તોએ ક્ષણે અધમ કૃત્ય કરે ન લેશ. ૧

## શિખરિણી વૃત્ત.

હરી લેવી લંકા ચરણદ્વયથી અબ્ધિ તરવો,
કપિ સેનાનીમાં દશમુખ પરાજિત કરવો,
છતાં રામે પ્રેર્યા નિશિચર બધા રામ શરણે,
क्रिया सिद्धिः सत्त्वे भवति महतान्नोपकरणे. १
અહિથી જોડેલા તુરગ, રથને ચક્ર દ્વય ના,
પગે પંગુ સાર્થી ગહન પથ આલંબન વિના,
છતાં અંતે પ્હોંચે સતત રવિ વિસ્તારી નભને,
क्रिया सिद्धिः सत्त्वे भवति महतान्नोपकरणे. २
મહાશત્રુ શંભુ જડતનુ શશિ મંત્રી પદમાં,
સુપુષ્પોનાં બાણો, મધુ સુભટ નારી સુબળમાં,
છતાં જીતી લીધાં ત્રીભુવન વપુ-હીન મદને,
क्रिया सिद्धिः सत्त्वे भवति महतान्नोपकरणे. ३

## વસંતતિલકા.

છે રત્નરાશિ પીતુ ને પતિ વિશ્નુદેવ,
ભ્રાતા સુધાકર વસે કમળે સદૈવ,
સારંગ-શ્રંગ સમ વક્ર ચરિત્ર તા'રાં,
ક્યાંથી શીખી ગઈ કુહે કમલા નઠારાં. ૧
રે! લક્ષ્મિ, સત્ય કહું તે મનમાં ન લાવ,
તા'રૂ ઉપાસન કર્યે જન અંધ થાય,
કાંકે વિશાળ ધરી નેત્ર સરોજ તુલ્ય,
નારાયણે અહિ-પલંગ કર્યા અમૂલ્ય! ૨

## શાર્દૂલવિક્રીડિત.

રે! પદ્મા દઈ દ્રવ્ય મૂઢજનને વિદ્વાન્ કરે મત્સરી,
જાતે મત્સરિણી ચલા પ્રકૃતિથી મૂર્ખે રતિ શેં કરી?
નિર્દોષા કમળા ખરી તદપિ હું દ્રવ્યે ભરૂં મૂર્ખને,
કાંકે સુજ્ઞ પૂજાય છે સહુ સ્થળે, આધાર શો મૂર્ખને? ૩

## વસંતતિલકા.

વિદ્યા અને સુકુલ ગૌરવ ના વધારે,
સર્વે જનો ધનિપ્રતી અનુરાગ ધારે,
શંભુ કપાલિ નિજમૌલિ વિશે ધરે છે,
ગંગા તથાપિ રતનાકરને મળેછે. ૧
શંભુ ધરે શિર સદા પણ તે કપાલિ,
તેનું ન ચુંબન કરે ક્ષણ ગંગ બાળી,
ચુંબે સહસ્ત્ર મુખથી પણ રત્નધારી,
ગંગાસમાન ધનથી લલચાય નારી. ૨

## શાર્દૂલવિક્રીડિત.

છોડીને નવમલ્લિકા અલિ ગયો જૂઈ વિશે મોહમાં,
તે જોઈ ઝટ ગાઢ ચંદનવને ત્યાંથી ઉડ્યો પદ્મમાં,
બંધાયો શશિના કરે ઝપટમાં ત્યાં મંદધી તે રડે!
જો સંતોષ ગયો પરાભવ થયો આપત્તિ આવી પડે. ૧

## વસંતતિલકા.

આનંદ હોય સદને સુત બુદ્ધિશાળી,
કાન્તા વદે વદનથી સુગિરા રસાળી,
લક્ષ્મી ગૃહે રતિ વધૂજનની જ ધારે,
આજ્ઞાનુયાયિ સહુ ભૃત્ય સુમિત્ર ભારે. ૧
આતિથ્ય ને સતત પૂજન ઇષ્ટ કેરૂં,
મિષ્ટાન્નપાન ઘરમાં મળતું અનેરૂં,
નિત્યે રહે સુદૃઢ સજ્જનનો પ્રસંગ,
તેવા ગૃહસ્થ જનને શત વાર રંગ. ૨

## સવૈયા એકત્રીસા.

ઘર આંગણમાં પંક અને ઘરમાં જળથી બહુ હોએ ભેજ.
રડારોળ છૈયાંની થાએ માંકડ મત્સરવાળી સે'જ,
ટાં'ડુ જળ ન્હાવા લૂખું ખાવાને ઘરમાં ધૂમ અપાર,
ભૂંડા બોલી ભામિની પતિ ક્રોધી એ ગૃહસ્થને ધિક્કાર. ૧

## ગીતિ.

અશ્વ શસ્ત્રને શાસ્ત્રો, વીણા વાણી પુમાન ને નાર,
યોગ્યાયોગ્ય બને છે, જે જન હાથે ચ્હડે તદનુસાર. ૧

### દુહા.

રત્નાકર જેવો પિતા લક્ષ્મી જેવી બ્હેન,
ભીક્ષાટન પણ શંખને જુવો ભાગ્યની રહેણ! ૧
જે થાવાનું હોય છે તેવી બુદ્ધિ થાય,
સહાય પણ તેવી મળે તેવો પણ વ્યવસાય. ૨

---

## મહારાણીજી શ્રી વિકટોરીયા કયેસરેહિંદ.

### સવૈયા એકત્રીસા.

જય જય શ્રી જગદીશ્વર, હે પરમેશ્વર! પ્રેમે કરૂં પ્રણામ,
આ વાસરનો અવસર લોકપુરઃસર સ્મૃતિમાં ધરે તમામ;
હર્ષ હર્ષ વર્ષે આશામાં સર્વ જણાએ પૂરણકામ,
પચાસ વર્ષલગી ઝલકે જ્યાં નૃપમંડળનું રત્ન-લલામ. ૧
દ્વિતિય પ્રહરને જૂન વીસમી અરા'ડસેંને સાડત્રીશ,
તે દિન દિનમણિ પશ્ચિમ ઉગ્યો દીનદયાળ નૃપાળ અધીશ;
ધર્મ અર્થને કામ મોક્ષ સેવામાં તત્પર રે' દિનનિશ,
ધરણીધર સમ ધારણ ધરતા ધર્મ-ધરાની જ્યાં વાગીશ. ૨
નિજસુખ પરસમ પ'રૂં કરીને પરસુખમાં લે પરમાનંદ,
પ્રેમ રે'મથી ક્ષેમ પ્રજાનું ઇચ્છે વે'મ તજી સુખકંદ;
ગ્રીષ્મ ઋતુનો સૂર્ય શત્રુને સેવકને શારદનો ચંદ્ર,
રાતવિશે પણ નામસ્મરણ ધરતી તલમાં પડતું નહિ મંદ. ૩
ઉપરાઉપરી વિવિધ રીતિના કરવા બેઠી છે ઉપકાર,
સત્ય લાજ પત્નીવ્રતમાં રાણી સાવિત્રીનો અવતાર;
સ્વતંત્રતાની અધિદેવી ને સરસ્વતીની મો'ટી બેન,
સંપ શાન્તિ ને અભય આપનારી છે કામદુધા સમ ધેન. ૪
એક હવાડે વાઘ અને બકરી જળ પીતાં ન કરે રા'ડ,
હુન્નરને વ્યાપાર કૃષીમાં વાવ્યા સહુએ અમૃત વા'ડઃ
ન્યાય, નીતિ ને ચિત્ત-વિમળતા શિખવ્યાં નિજ દેઈ દૃષ્ટાન્ત,
ધન્ય ધન્ય શાણી રાણીને આવરદા દ્યો કમલા-કાન્ત. ૫
અનુભવીને દીર્ઘદૃષ્ટ શાણા અહિં મોકલિયા સરદાર,
દેશ-ઉન્નતિ કરવા હરવા સંકટ રૈ'યત તણાં અપાર;
સંકલના એવી કીધી કે કોઈ કરી ન શકે તોફાન,
રાજ્યનીતિ પગલે પગલે ચઢતી જોઈલ્યો સ્વર-સોપાન. ૬

ધારાસર ધારા બાંધ્યા સાંધ્યા કંઇ રીતિતણા સંબંધ,
આર્યવર્ત્તમાં સૃષ્ટિલીલા સમ ચાલે છે રાજ્ય-પ્રબંધ;
સત્યતણું બળ પૂર્ણ વધાર્યું પરવશ સત્તા કીધી સદ્ય,
સ્વેચ્છાને અંકુશ દઇ જનહિતમાં રમવા દીધી સદ્ય. ૭
નામ-સ્મરણ પ્રભુનુ કરતાં નાસે અઘઓઘતણા ભંડાર,
તેમ સ્મરણ થાતાં રાણીનુ કલહ નામ ન રહે ક્ષણવાર;
ચંદ્રચંદ્રિકામાં ફરતાં વાધે છે જ્યમ શીતલતા અંગ,
સચરાચર ત્યમ વ્યાપ્ત પ્રભા-મંડલમાં રે'તાં વધે ઉમંગ. ૮
કામ ક્રોધ આદિ રાક્ષસની દુષ્કૃતિનો આવે છે અંત,
દેવ દૂત સમ સદ્ગુણ ઉભા રક્ષા કરવા યત્ર અનંત;
વિજય કરી વિજયા વિજયાદશમી સહુને દેખાડે રોજ,
સાર્થક કીધું નામ યદા સુભા જાણે વિક્રમ કે ભોજ. ૯
મિષ્ટ સરોવરમાં સૂર્યોદય કાળે ખીલે જ્યમ અરવિંદ,
જંબુદ્વીપે ત્યમ આ સમયે કીર્ત્તિ ખીલી કૈસર હિંદ;
અબળા થઇને સબળાને ધ્રૂજાવીને રક્ષણ કરનાર,
દુર્જનકૃત પીડાની ચિંતાને રાણી માતા હરનાર. ૧૦
રીત પ્રથમથી એવી રાખી વિદ્યાનો કરવા સત્કાર,
જ્ઞાનદીપથી તિમિર-અવિદ્યા હદ છોડી નાસે આવાર;
સુલેહના દૂધે ઉછેરી દીધું અભ્યુદયનુ ખાન,
આર્યવર્ત્તનાં જગતચક્રમાં વધરાવ્યાં રાણીએ માન. ૧૧
ઉત્તર ને દક્ષિણ ધ્રુવની સરખા સરખી શી રીતે હોય,
એક યદા અંધારૂ સેવે અન્ય પ્રભામાં રમતો હોય;
ભયમાં લય થાતાં વય જાતાં પણ વ્યય જે સમયે નવ થાય,
તેની સાથે સ્વચ્છંદે ફરવાનો કાલ ન સરખાવાય. ૧૨
વેચાતાં રૈ'યતનાં અંતર લીધાં આપીને સંતોષ,
ઐક્ય પ્રજાનુ જોઈ ઉડ્યાં લોભી કુમતિ દુષ્મનના હોશ;
રાજ્ય કરે તન ઉપર બીજા બળ છળ કે કળથી બહુવાર,
રાજે વિજયા કેવળ પ્રીતે જન-તનમનધનપર આ વાર. ૧૩
કોમળતાની ખાણ રૂપાળી લલના સ્ત્રીના સર્વે સ્વભાવ,
નરપતિ ગુણથી વિપરીત તોપણ ભજવે એનો એકજ ભાવ;
સાર્થક જીવિત તેનુ જેણે લીધો આ દસકાનો લ્હાવ,
સંસારાર્ણવ તરવા અથવા બેઠા જે રાણીને નાવ. ૧૪

જંગલમાં મંગલ કીધાં જ્યાં રાન હતાં ત્યાં વાસ્યાં શે'ર,
ઘર ઘર ઉત્સવ સ્નેહ ધર્યો કંકાસ અને જ્યાં વધતાં વેર;
સંચિત સ્વેચ્છાથી ભોગવવા સમય દઇ પલટાવ્યો ફેર,
જંપ સંપથી પુત્રપિતા ને દંપતિને દઈ લીલાલ્હેર. ૧૫

---

## દોહોરા.

સ્વાર્થ–સિદ્ધિને કારણે રાજ્યધરા ધરનાર,
પદે પદે અથડાય છે બળથી નૃપ બનનાર;
પરાર્થ માટે અહરનિશ દુઃખે શ્રમ કરનાર,
લંડનમાં વિક્ટોરિયા રાજ્ય કરે આ વાર. ૧
સંવત્સરમાં હોય છે વિરલાં રત્ન વિશુદ્ધ,
રામ કૃષ્ણ ને ક્રાઇસ્ટ કે મ'મદ મોઝિસ બુદ્ધ;
આ સદીમાં એ રીતે વિજયા એકજ એક,
મળી ગઈ છે આર્યને પુણ્ય–પ્રભાવે છેક. ૨
છતી વસ્તુનો ભોગ નહિ સમજે લોક અજાણ,
મ્હારાણી પણ સર્વના બની બહિશ્ચર પ્રાણ;
યથાતથ્ય જાણી લઈ દેશીનું વૃત્તાન્ત,
દુઃખ દૂર રાણી કરે સૂરજ જાણે ધ્વાન્ત. ૩
એમ કાજે એ મોકલે સૂબા બુદ્ધિમાન,
પોતાનો લીધો કરી જાણે હિંદુસ્થાન;
તેથી પણ સંતોષ નહિ થાતાં પુત્ર સમાજ,
પ્રેરે કૈસર હિંદ અહીં જોવાને, યુવરાજ. ૪
સિંધીને દુષ્મન ગણે કલકત્તાના લોક,
લે પંઝાબી દક્ષણી એક બિજાના નાક;
મુસલમાનને પારસી ગુર્જર જનનાં વૃંદ,
સ્નેહ પરસ્પર ના ધરે રાખી વૃત્તિ મંદ. ૫
સ્વાર્થ પેટનો રાખતાં ભૂલે જન નિજ ભાઈ,
દેશ તણી ત્યાં ક્યાં થકી રહે લગાર સગાઈ;
સંપ જ્ઞાન વિશ્વાસ ને હિમ્મત ને ઉત્સાહ,
અંતર કલહે તેમનો પૂરી દીધો વાહ. ૬
નીતિ બળથી કાપિયા એ સર્વેય અનર્થ,
રવિવત્ એણે આપિયો લીધેલો જે ગર્થ;

વધ્યાં દેશમાં ઐક્યને નય ચાંચલ્ય અપાર,
ઉદય દેશનો થા... તે સણીના ઉપકાર. ૭
મહિનાના દા'ડા કર્યા દેવા મૃતને પિંડ,
યાત્રાઓ સ્હેલી કરી ધન્ય કૈસરે હિંદ;
પિંડારાની લૂટ ને ઠગથી થાતા ત્રાસ,
ચપ્પ લઈ બેસી ગયાં થાતાં રાણી-ભાસ. ૮
ઉત્તમ સૂરજ વંશના નૃપ-મંડળની લાજ,
ડોળા સાથે ભૂપ લે એવું ક્યાં છે આજ?
ધર્મ પાળવા જીજિયો લેવાનો રીવાજ,
"ત્રાહિ ત્રાહિ" બોલાવતો એવું ક્યાં છે આજ? ૯
રૈ'યતનો રાજા નહિ રાખે ક્ષણ વિશ્વાસ,
રાજાને દુષ્મન ગણે રૈ'યત બારે માસ;
ઠરવું જેના રક્ષણે તેની લાગે બ્હીક,
વાડ થઈ દાણા ગળે રહે તત્ર શું ઠીક? ૧૦
એમ પરસ્પર વ્હેમમાં વધતો મસ વિરોધ,
દેશ-ખરાબી થાય જ્યાં મળે ન નીતિ-બોધ;
એ સરવે ચાલ્યું ગયું શાણાની જ્યમ વાત,
સંપ સ્નેહ વિશ્વાસથી રાજ્ય ચલાવે માત. ૧૧
બ્રિટિશ રાજ્યના નાવમાં રૂપદંડ નયમંત્ર,
વિરલ પ્રતિનિધિ ખારવા પ્રધાન હોકાયંત્ર;
પવન પ્રજામત આકળા બહુવિધિ ઝડપે વાય,
નૌપતિ રાણી પાંશરૂં પણ તેને લઈ જાય. ૧૨
જંપી ખાવો રોટલો એમાં પણ બહુ ભાગ્ય,
ધર્મરાજ્યના સમયથી આજ મળ્યું તે ભાગ્ય;
વય સાથે વધતાં ગયાં વસ્તી ને વ્યાપાર,
ભય જુલમ ભુંડાઈને કાઢ્યાં દરિયા પાર. ૧૩
રામ-રાજ્યને વર્ણવ્યું વાલ્મિકે બહુ પેર,
પણ મિથ્યા અપવાદથી તેમાં વરત્યો કેર;
માટે જગને શિખવવા ઉત્તમ નીતિ-પ્રતાપ,
પશ્ચિમ દેશે અવતરી સીતાજી શું આપ! ૧૪
મ્હારાણીના મુકુટનાં તેજતણાં કર સર્વ,
અલ્પ તેજ ગણતાં દિસે એક વર્ષનુ પર્વ;

कर्त्तुम कर्त्तुम् अन्यथा कर्त्तुं शक्त महेश,
ધો રાણીના રાજ્યને અપૂર્વ પૂર્ણ ઉજેશ. ૧૫

---

## ઇંદ્રવિજય છંદ.

હિંદ પ્રજા પર હે પ્રભુ! તેં ઉપકાર અપાર કર્યો ગત કાળે,
આર્ય-ધરા સુપ્રસિદ્ધ કરી રઘુ, રામ, મનુ પ્રિયવર્ત્ત નૃપાલે;
ધર્મ નહુશ, સુયોધન ને નળ વિક્રમ ભોજ ત્રિશંકુ વિગેરે,
સૂર્ય અને શશિ અગ્નિ પ્રસૂતિ અનેક દઇ જયમ ભારત વેરે. ૧
તોપણ દોષ પ્રમાદ અને બહુ વ્હેમ તણા જનમાં વધવાથી,
કે પછી ભક્તિ ભુલ્યા તુજ ભારત અપ્રતિબદ્ધ પ્રહર્ષ થવાથી;
અંતર ક્લેશ વધ્યે અકૃપા વધતાં તુજ, ભારત–સૂર્ય ગ્રહાયો,
ઝંઘીસ નાદિર મમ્મદના બળવત્તર લોભ તળે ચગદાયો. ૨
ભ્રષ્ટ થયો સચરાચર ધર્મ ચતુર્વરણે પણ સંકર પેઠો,
બ્રાહ્મણ જ્ઞાન તજે શર ક્ષત્રિય વૈશ્ય કૃષી શિર શૂદ્રક બેઠો;
નાગરમાં ગરનો ગરકાવ જ કાયચ કાચ સમાન ફુટેલા,
બુદ્ધિ થઇ વીપરીત અરે પ્રભુ! ભારત ઉપર આપ રુઠેલા, ૩
મંદિર અંદર શત્રુ પ્રવેશ કરી ગ્રહતા ઝટ પૂજ્ય પ્રતિમા,
પાર વિના લુટતા ધન ધાન્ય ત્રિયા પર જૂલમની નહિ સીમા;
અગ્નિ મુકે પુર સુંદરમાં વણ વાંક કરે ક્ષણમાં ધૂળ ધાણી,
કાફર જીવ લઈ મકલાય શિશુ જનની-સ્તનથી લઈ તાણી. ૪
એમ અનંત નિરંતર દુઃખ–પયોનિધિ ભારત ઉપર રેલ્યો,
અંત સમે પણ તેં પ્રભુ! રક્ષણમાં લઈ ભારત-ટેક ન મેલ્યો;
કૈસરહિંદ તણા મનમાં પ્રભુ વાસ કરી દુઃખ દૂર કરાવ્યાં,
આર્ય અનાર્ય થયો પણ આર્ય થઈ અનિવાર્ય સુકાર્ય કરાવ્યાં. ૫
વર્ષની પાછળ વર્ષ ગયાં પણ ભારત–વર્ષ પ્રહર્ષ ગ્રહે છે,
પૂર્ણ પ્રયાસ વિશે નહિ માસ જણાય યદા મન મોદ ધરે છે;
યુદ્ધ પ્રપંચ દગા પટકા ઝટકા ઝટકી પટકી પટ ભાગે,
તૂરક આરબ કે અફઘાન અને રૂશનો ભય લેશ ન લાગે. ૬
ઘોર વિરાન વિશે વણ સા'થ ભયાનક જ્યાં કુમતિ નિશ કાળી,
વીતક ભીતિ વિના વિચરે કરના તલ મધ્ય સુવર્ણ ઉછાળી;
નામ લગાર દઇ ન શકે અબળાતણું તોપણ ચોર અનાડી,
ઇશ્વર પ્રેરિત શ્રી વિજયા રહિ ધર્મની છાપ પ્રજાપર પાડી. ૭

---

# ( રાજ્યગીત લૂણાવાડા ).

## ગુર્જરી રાગ.

૧

જય લવણેશ હરે,
લક્ષ્મી સરસ્વતી શ્રીમતી સતી ફૂલવતી ભોમ, સતી ફૂલવતી ભોમ,
સોમશુ કીર્ત્તિનુ જોમ, જય લવણેશ હરે. ૧
વિપુલ સુકુલ અનુકૂલ ને, અણમૂલ સમાન, અણમૂલ સમાન,
અરિકુળ તૂલસમાન. જય લવણેશ હરે. ૨
ન્યાય સદાય વદાય ને, થાય દુરિત વદાય, થાય દુરિત વદાય,
પ્રભુ ઘો અનુત્તમ દાય. જય લવણેશ હરે. ૩
ચિત્ત પુનિત પ્રીતિ વાધજો, રૂહેજો યૌવનવેશ, રૂહેજો યૌવનવેશ,
હમપર રાજો હમેશ. જય લવણેશ હરે.

# મહારાણા શ્રી સર વખતસિંહજી.

## શિખરિણી.

જુઓ કંકાસારિ રણજિત ન કંસારિ કદિ એ,
અહીં શોભે આજે રઘુપતિ, હલાયુધ નહિ એ,
સુભદ્રા આ ન્હોયે લવણ નૃપની કૃષ્ણ કુંવરી,
સદા જૂદી જાણો, લવણપુરને દ્વારનગરી. ૧
નથી આ અંભોધિ લવણપતિની સ્નેહસરિતા,
રવિશા સોલંકી કુલદીપ ન એ યાદવપિતા,
અટંકા સામંતો બલનયવતા, ચક્ર નથી, આ,
લજાવેછે દ્વારામતિ સુખદ વક્તેશ પણ આ. ૨

---

# આશિર્વાદાષ્ટક.

## હરિગીત.

૧

નિજ પુત્રને ધર પુત્ર થાજો પણ કુંવરપદવી હજો,
ક્ષણ દુઃખ દર્શન ના હજો પણ દુઃખ દીનનાં કાપજો,
શુભ વૃદ્ધનુ ડા'પણ હજો પણ વૃદ્ધપણ નવ આવશો,
સુખ શાન્તિમાં દિવસ જજો રતિ સર્વપર વરસાવશો. ૧

## ઉપજાતિ.

૨

સરસ્વતી જીભ વિશે વિરાજો, વૈકુંઠનો રો' ઘરમાં મલાજો,
બ્રહ્માંડમાં એકજ નામ થાજો, સતી સુતા સુત સમેત રાજો.

## દોહરો.

૩

ક્લેશ રહિત ત્રણ લોકનાં સાથે લાગાં સુખ,
કાલગતિપર્યંત રો' સેવક થઇ સન્મુખ. ૧

## ઇંદ્રવિજય છંદ.

૪

તાપ ત્રિમૂર્ત્તિ હરો ત્રિવિધિ ત્રિવિધિ અનિલો સુખના ત્રણ કાલો,
પૂર્ણ ત્રિઅક્ષ કરો ઇષિણા ત્રણ, હાક ત્રિલોક ચરાચર હાલો,
જોર ત્રિશૂળીનુ બાહુ વિશે ત્રણ અર્થ ત્રિવિષ્ટપમાં સમ ગાજો,
સઘ ત્રિગુણ ત્રિવિક્રમ તુલ્ય તજી સતી પુત્ર સમેત વિરાજો. ૧

## ઉપજાતિ.

૫

સદા નીરોગી સુકુમાર રહેજો, સંસારના લ્હાવ અખંડ લેજો,
અનુક્રમે સૌ પુરૂષાર્થ પામો, દિગંતમાં કીર્ત્તિ પ્રતાપ જામો. ૧

## ઇંદ્રવિજય છંદ.

૬

વિગ્રહમાં ગ્રહના ગ્રહ દ્વાદશ સુગ્રહ નિગ્રહમાં નિત રાખો,
અંબુધિનાં શિશુ ચૌદ સ્વતંતર સેવકભાવ નિરંતર દાખો,
કંઠ સરસ્વતી વાસ વસો સુમતિ સુકૃતિ સુધૃતિ અતિ ધારો,
ચર્કીનુ નર્કીનુ શુક્રનુ શક્રનુ સર્વ અવક્ર સુમંગળ ભારો.

## સ્વાગતા.

૭

શ્રીપતિ વરસજો સહુ મ્હેરો, યુગ્મ ઉપર વહો સુખ લ્હેરો,
તલ્પને નવ ગ્રહો વિટળાજો, દીર્ઘકાળ સુખમાં જગ રાજો.
અષ્ટસિદ્ધિ દૃય પાદપ સેવો, ઋદ્ધિનાથ અરપો સુખ-મેવો,
વિસ્તરો જયમ ધરો ધર સૂત્ર વ્યાપજો સુયશ ઇહ અમૂત્ર. ૨

## શાર્દૂલવિક્રીડિત.

૮

સંસારે દૃઢ જંપ સંપ વધજો સદ્ધર્મ સેવા કરો,
સંતોષે મનને પરાજિત કરી આનંદ ચિત્તે ધરો,
આરાધો પુરૂષાર્થ યોગ્યક્રમથી રહેજો સદા સન્મતિ,
નિત્યે દ્યો કુસુમાંજલિ પ્રણયથી વિદ્યા નવોઢા સતી. ૧

## સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૨ | ગ્રૃહે | ગ્રહે. |
| ૫ | ૨ | ક્યા | કયા |
| ૧૧ | ૮ | સાખ | સખિ |
| ૧૮ | ૧૩ | સમયને | સમય ને |
| ૨૧ | ૧૫ | નાદાર, | નાદાર |
| ૨૧ | ૨૫ | સરતગૃહે | સુરતગૃહે |
| ૨૧ | ૨૮ | અપરસરતી | અપસરતી |
| ૨૧ | ૨૮ | રમાનાં | રમાના |
| ૨૨ | ૨૫ | ખાટકે | ખાટ |
| ૨૮ | ૧૧ | વરતુ | વસ્તુ |
| ૩૦ | ૯ | મનમાંન | મનમાં ન |
| ૩૧ | ૨૪ | સ્હેવાં | સ્હેવાં |
| ૩૮ | ૨ | હૃદયે | હૃદયે |
| ૪૫ | ૧૪ | ધૂંડ | ધૂડ |
| ૪૮ | ૨૪ | પરતું | પર તું |
| ૫૭ | ૩૦ | વિઘ્નકાર | વિઘ્નકાર |
| ૬૧ | ૧ | વિરામતા, | વિરામતો, |
| ૬૩ | ૧૭ | છદાને, | દાને, |
| ૬૩ | ૨૮ | પભુપદ | પ્રભુપદ |
| ૬૪ | ૧૬ | કીધેક | કીધે |
| ૬૭ | ૪ | સ્ફુટને | સ્ફુટ ને |
| ૬૮ | ૨૬ | ધરને | ધર ને |
| ૬૯ | ૧૯ | પરમણો | પરમાણો |
| ૭૦ | ૩૧ | જન્મને | જન્મ ને |
| ૭૧ | ૧ | દેહને | દેહ ને |
| ૮૦ | ૨૮ | માતા | માત |
| ૮૦ | ૨૮ | પિતાને | પિતા ને |